"સત્સંગ સુધા" સાહિત્ય શ્રેણી — પુસ્તક ૧ લું.

# કુસુમાવલિ



સાકરલાલ ગણેશજી શાસ્ત્રી

પ્રકાશક:
"સત્સંગસુધા" કાર્યાલય-બોટાદ

મુદ્રક
અમૃતલાલ દલપતભાઇ શેઠ
"સૌરાષ્ટ્ર" મુદ્રણાલય : રાણપુર

પ્રથમાવૃત્તિ:
પ્રત : ૧૫૦૦:

સમર્પણ
અક્ષરસ્થ શ્રીમાન્ શેઠ શ્રી કરમશીભાઈ
દામજી જે. પી. મુંબઈ.

# નિવેદન

શ્રી સ્વામિનારાયણ ભગવાનના દિવ્ય ચરિત્રો સત્સંગી તેમ જ ઇતરજનોમાં પણ તદ્દન અપરિચિત નથી: કોઇ થોડાં જાણે છે કોઇ ઝાઝાં :

ભગવાનનાં અદ્ભુત લીલા પ્રસંગોથી આજથી માત્ર સો વર્ષ ઉપર જ અખિલ ભારત ભૂમિ મુગ્ધ બનેલી તેમનાં દયાલુત્વ, તપ, વૈરાગ્ય, નૈષ્ઠિકબ્રહ્મચર્યપ્રેમ, શુદ્ધ સનાતન ધર્મની અચળ ટેક અને મમતા, શૌર્ય, ધૈર્ય, ન્યાયપ્રિયત્વ, શુદ્ધત્વ, સત્યત્વ, ક્ષમા પૂર્ણત્વ, ગાંભીર્ય, ઔદાર્ય, સુશીલત્વ આદિ અનેક સદ્‌ગુણોથી આકર્ષાઇ હિન્દની ઉચ્ચ અને અધમજાતિઓ, તેમ જ કેટલા ય રાજા મહારાજાઓ, પંડિતો અને તે સમયના અંગ્રેજ તેમ જ પારસી, મુસલમાન, જૈન, ખોજા, મરાઠા અને કેટલાક સિંધી, ઉત્તર હિન્દુસ્તાની અને મારવાડીઓ પણ તે મહાનુભાવ ભગવાનના શરણમાં ઝૂકેલા. અદ્યાપિ પર્યંત તેઓના કેટલા ય કુટુમ્બો સ્વામિનારાયણ સંપ્રદાયના આશ્રિત રહ્યા છે: ત્યારે કેટલા યને પોતાના

મૂળ સંપ્રદાય છોડતાં વ્યવહારિક વિઘ્નોનો પાર ન રહેતાં, તેઓ પોતાના ગૃહને ખૂણે શ્રી સ્વામિનારાયણની પૂજા છૂપી રીતે કરતા પણ સંભળાયા છે. અસ્તુ.

સંપ્રદાયમાં જેમ શ્રીહરિના ચરિત્રો આપણે ત્યાગીઓના મુખેથી તેમ જ સંસ્કૃત, હિન્દી અને ગુજરાતી પુસ્તકોમાંથી વાંચી સાંભળી શકીએ છીએ, તેમ જ શ્રીહરિએ દીક્ષિત કરેલા પાંચસો પરમહંસ માંહેના કેટલા યના સિદ્ધત્વની, યોગ બળની અને આત્મ-તેજસની વાતો સંપ્રદાયમાં ઘણી જ પ્રચલિત જોવામાં આવે છે. વળી આપણો સત્સંગનો ઇતિહાસ સાક્ષી પૂરે છે, કે શ્રીજીના સમયમાં સત્સંગ સાહિત્યનો ફુલફાલ કાંઇ ઓછો ન હતોઃ સત્સંગમાં નહિ નહિ તો એક ત્યાગી વૃંદમાં જ ત્રણસો લેખકો હતા, અને એ લેખકોએ પોતાની ભિન્ન ભિન્ન ગદ્યમયી કે પદ્યમયી ભાષામાં અખંડ અને અવ્યાબાધ એ ફાલ ઉતારેલોઃ તેનો કેટલોક ભાગ છપાયેલ છે, અને કેટલોક હજુ સુધી પણ મૌખિક કે અપ્રકટ રહ્યો છેઃ તે અપ્રકટ ભાગનું યથાશક્તિ ચાળણ તેમ જ મંથન કરી, તેને ગુર્જર સાહિત્યની આધુનિક શૈલીમાં અત્રે ઉતારવામાં આવ્યું છેઃ અને તેમ કરતાં મૂળ વાતોના ઐતિહાસિક સ્વરૂપને ખાસ કરી જાળવેલું છે.

**બોટાદ**
શ્રી હરિજયંતિ : ૧૯૮૫

**સંપાદક**



શ્રીમાન્ રાવબહાદુર શેઠ કરમશી દામજી જે. પી.
મુંબઈ.

| જન્મ | અક્ષર નિવાસ |
| --- | --- |
| ( કચ્છ અંજારમાં ) | ( મુંબઇમાં ) |
| સંવત ૧૯૦૦ | સવત ૧૯૭૫ : કાર્તિક સુદી ૪ |

# સમર્પણ

શ્રીમાન્ રાવબહાદુર ધર્મશીલ દાનૈકવીર
શેઠશ્રી કરમશીભાઇ દામજીભાઇ જે. પી.
મુઃ મુંબઇ

બાલ્યવયથી જ રસમેઘ વર્ષાવી સત્સંગની સાહિત્યવલ્લરીને પ્રફુલ્લિત કરવાની આપની અપૂર્વ ધગશ, સત્સંગ માટે સહસ્ર ઝરણથી ઉભરાતો આપનો ભક્તિભર્યો ઉચ્ચતર ઉત્સાહ, સત્સંગના મન્થન કાળમાં અપાયેલો આપનો અનવધિ સુદૃઢ આત્મભોગ, મુંબઇના ધનકુબેરોની હરોલમાં ગણાવા છતાં વૈરાગ્યને અંકુરિત કરતો આપનો નિરહંકૃતિ સ્વભાવ, સ્વ-પરના ભેદ વિના સાર્વત્રિક સેવાક્ષેત્રોમાં આપનું અનુકંપા ભર્યું અનન્ય ઉડ્ડયન, અને જનતાને આંજી નાખતી આપની અનુપમ કીર્તનભાકત, વગેરે સર્વમાન્ય સદ્દગુણોથી આકર્ષાઇ આ "કુસુમાવલિ" આપના અક્ષરસ્થ આત્માને સમર્પી અમે કૃતાર્થ થઇએ છીએ.

લીઃ

અમે છીએ,

આપના સેવકો,

"સત્સંગ સુધા" કાર્યાલયના સંચાલકો.

# શ્રીમાન્ શેઠશ્રી કરમશી દામજી જે.પી.નું
# ટુંક જીવન વૃત્તાંત

આ ઉદારાત્મા, દાનવીર, ભક્તશિરોમણિ શેઠશ્રીનો જન્મ સંવત ૧૯૦૦માં કચ્છ—અંજાર મુકામે થયો હતોઃ તેમના પિતાશ્રી દામજીભાઇ પોતાના ત્રણ પુત્રોને સાથે લઇ, મુંબઇ વેપારાર્થે આવેલાઃ કામાઠીપુરામાં દાણાની દુકાન કરીઃ અને કુટુંબ નિર્વાહ સારી રીતે ચાલવા લાગ્યોઃ તે સમયે શેઠશ્રી કરમશીભાઇએ જનરલ એસેમ્બ્લી સ્કુલ (હાલ ગોકુળદાસ તેજપાળ હાઇસ્કુલ)માં ચાર અંગ્રેજી સુધી અભ્યાસ કર્યોઃ અને ત્યાર બાદ તેર વર્ષની ઉમ્મરે, પી. એન્ડ ઓ.કું.માં રહેતા પોતાના સાસરા સાથે વ્યાપારમાં જોડાયા. તેમના પૂજ્ય માતુશ્રીને અંગે, જન્મથી જ તેમનામાં સ્વામિનારાયણીય તત્વો દાખલ થયેલાઃ તેમની મા સીધુ આપે, અને તે તેઓ મુંબઇ મંદિરમાં રહેતા નંદ સાધુ મહાત્માનંદ સ્વામીને આપી આવેઃ તેવામાં એક દિવસ શેઠશ્રી ઉપર તે સિદ્ધ પુરૂષ પ્રસન્ન થયાઃ અને ત્યારથી તેમની ઉન્નતિ વધવા લાગી.

## ઉજ્જવળ કારકીર્દી

૧. પી. એન્ડ ઓ. કું.વાળા ઑન. નારાયણ વાસુદેવ દાભોલકર તથા મી. એફ. ડી. પાર્કરની પ્રીતિ સંપાદન કરીઃ તે સંબંધ ૬૦ વર્ષ થયાં ચાલુ છે.

૨. ગ્રીવ્ઝ કોટન કુંનું મુકાદમીપણું, અને તેમના વતી માલ ખરીદી અને વેચાણની છૂટ ૫૦ વર્ષથી ચાલુ છેઃ સર જ્યોર્જ કોટનની બહુ મમતા મેળવી.

૩. મુંબઇ બેંક, ચાર્ટર્ડ બેંક, બ્રીટીશ ઇન્ડીઆ સ્ટી. ને. કું, યોકોહામા કીડો કેશા, વિ. સાથે સારો આબરૂદાર સંબંધ.

૪. પોર્ટ ટ્રસ્ટનું જોખમી કામ ૩૦ વર્ષ સુધી કર્યું; અને ટ્રસ્ટીઓની પ્રીતિ સંપાદન કરીઃ સારૂં બોનસ મળેલું.

૫. ૧૮૯૩: હિંદુ મુસલિમન હુલ્લડ વખતે કાસમ મીઠા, અને ઉમર જમાલને બોલાવી સમાધાન કરાવ્યું: આથી સરકારે શેઠશ્રીને જે. પી.નો ઇલ્કાબ એનાયત કર્યો.

૬. ૧૮૯૮: પ્લેગના પ્રસંગે (મુંબઇ) ઇન્સ્પેકશનની હાડમારી વધતાં હડતાળ પડેલીઃ તે સમાધાન કરાવી ખોલાવીઃ આ વખતે સરકારે શેઠશ્રીને "રાવ બહાદુર"નો ઇલ્કાબ સમર્પ્યો:

૭. બાળગંગાધર તિલકને જેહલ મળતાં, ઉશ્કેરાયેલી પ્રજાને શાંત કરી.

૮. મથુરાંજી તથા અયોધ્યાજીમાં ધર્મશાળાઓ; કચ્છ વાગોડામાં દુષ્કાળ નિવારણ તથા સદાવ્રત; હરિઆસ્થાનનું હોસ્પીટલ; પરેલવાડી કેમ્પ; બાબુલનાથ પાસે આવેલું ચાર લાખનું સેનિટેરીયમ; વિધવા બાઇઓને ગુજારો, વિદ્યાર્થીઓને સ્કોલરશીપો, ગઢડા, અમદાવાદ, વડતાલ, અને મુંબઇ મંદિરમાં કરેલી ઉદાર સખાવતો, વિ. વિ.

અવસાન પહેલાં બે વર્ષથી તેઓએ પોતાનો સર્વ કારભાર પોતાના જ્યેષ્ટ પુત્ર વિસનજીભાઇ, તથા જમાઈ લવજીભાઇને સોંપ્યો હતોઃ અને પોતે ઝાંઝ મૃદંગ લઇ હરહંમેશ શ્રીજીનું ભજન કરતાઃ ગાડી મોટરના સાધન હોવા છતાં પણ, શેઠશ્રી પગે ચાલીને ભૂલેશ્વર સ્વામિનારાયણના મંદિરમાં જતા. બે ચાર દિવસ તાવની બિમારી ભોગવી, શેઠશ્રીએ સંવત ૧૯૭૫ના કાર્તિક સુદ ૪ના દિને ભૌતિક દેહનો ત્યાગ કરી અક્ષર નિવાસ કર્યો. શેઠશ્રીના પાછળ, તેમના પુત્ર વિસનજીભાઇ, તથા કલ્યાણજીભાઇ, તર જમાતા શેઠશ્રી લવજીભાઈ, તેમના શુભ પગલે ચાલતાં જોઇ કોઇનાં હૃદય આનંદિત થાય છે.

# અનુક્રમ

"અનંત મુક્ત થઈ ગયા, ને અનંત થશે, તેમાં ઉપાધિમાં રહીને નિર્લેપ રહે, એવો કોઇએ થયો નથી: ને થશે પણ નહિ: અને હમણાં પણ કોઇએ નથી: અને કોટિ કલ્પ સુધી, સાધન કરીને પણ એવો થવાને કોઇ સમર્થ નથી."



"આત્મનિષ્ઠા જેવો સદ્‌ગુણ નથી, અને દેહાભિમાન જેવો દુર્ગુણ નથી."



"જેને દેહનો અનાદર હોય, ને દ્રઢ આત્મનિષ્ઠા, ને પંચવિષયમાં વૈરાગ્ય હોય, અને ભગવાનનો માહાત્મ્યે સહિત યથાર્થ નિશ્ચય હોય, એવાને સૂઝે એવું દેશકાળાદિનું વિષમપણું થાય, તો પણ એની મતિ અવળી થાય નહિ."



"વિષયનો અભાવ થયાનું મુખ્ય સાધન તો પરમેશ્વરનું માહાત્મ્ય છે."

—ભગવાન સહજાનંદ સ્વામી

# વીર ભગુજી

"છે કોઇ માયનો પુત ? છે કોઇ જનેતાની કૂખ ઉજાળ-નારો મરદ, કે જે ભગુજીનું મોંત્રામલું માથું લાવી આપે ? એવો છે કોઇ શૂરવીર આ કચારીમાં ?"

ભડલીના દરબાર ભાણખાચરના ભરચક ડાયરામાં ખુમચા-માં બીડું નાંખીને ફેરવતો બીડદાર ઉપર પ્રમાણે બૂમ પાડી રહ્યો હતો. પણ ડાયરામાંથી કોઇ ચુંકારો યે કરતું નથી, ખોંખારો યે ખાતું નથી, તેમ કોઇ બીડું યે ઝડપતું નથી. બરછી-ની અણી જેવી તીખી આંખોવાળા, પહોળી છાતી વાળા કરડા કાઠી જુવાનડાઓ પણ પોતાના પહાડી દેહોને કામડી માફક નીચાં નમાવી નીચે મોંએ બેસી રહ્યા છે; છતાં ઉંચું યે ઉપાડતા નથી, ઉંકારો યે કરતા નથી.

શિયાળાની કાળજા વીંધતી કડકડતી ટાઢમાં સમી સાંજમાં જ સોપો પડી જાય, તેમ ડાયરામાં સોપો પડી ગયો છે; કોઇ બોલે કે ચાલે ! પહેરેલા પાસાબંધી બંડીની કસોનું ઝુમખું પણ ન હાલે, એવો ડાયરો થાજીને ઠીમ થઇ ગયો છે;ઓગાળો તોય ન ઓગળે.

ડાયરાની આવી સ્થિતિ નિરખતાં "ભલે ઉગ્યા ભાણુ"ના

જેવો ઉગ્ર ભડલીનો ભાણુ બાચર ઊંડો ઉતરતો જાય છે; ઉનાં ઉનાં આંસુ જેવા નિસાસા ઉપર નિસાસા નાખતો જાય છે; અંતે ધીરજ ખૂટી; ધીમેધીમે લાલઘૂમ બનતો ગયો; અને છેવટે ભર ડાયરામાં ભભૂકી ઉઠયો:—

'આજ આ હું શું જોઉં છું? શું કાઠી કોમમાંથી શૂરાતન ચાલ્યું ગયું? જેની ભુજાઓ રણમાં તરવારોની ગરજ સારતી, જેની કરવતની ધારા સમી આંગળીઓ ભલભલા ભાલાઓને પણ ભૂલાવતી, જેની ભુજંગની ફેણા જેવી હથેળી ઢાલોનું કામ આપતી, એવી વંશપરંપરાથી ઉતરી આવેલી કીર્તિ આજ તમારા માંથી કયાં અળપાઇ ગઇ? જેઓની આંખમાં દી રાત વેરની અગન ધગધગતી, એવી તમારી ખમખમતી ખુન્નસ ભરી ખુમારી આજ કયાં ગીરો મૂકાણી? કહો કહો!"

ધોમ ધોમ થઇ જઇ ભડલીના ધણીએ વાત વાતમાં બેઠેલા ડાયરાની ઝાટકણી કાઢી નાખી.

"ધીરા થા ધીરા, બાપ ભાણુ! આમ એકદમ અથરો કાં થા પંચાળના ધણી? બાપ! કાંઇક તેલ જો, તેલની ધાર જો, આતે કાંઇ ઝટ આકડેથી મધ ઉતારી લેવું છે? આતો બાપ ભગુજીનું માથું લેવા જવું છે! આભે પાટુ મારવા જવું છે! માથું લેવા જતાં લુંટાઇ જાય એવું છે! આતે કાંઇ છોકરાંવની રમત્યું છે?"

કોઇ પાકટ અવસ્થાવાળા ગરવા ગલઢેરાએ મૌન તોડીને દરબારને કહ્યું.

"આપાનું કહેવું સોના જેવું હો બાપ! ભગુજીનું માથું લેવા જવું એ તો ખરેખર ખરપાઇ જવા જેવું છે. મોતની સાથે બાથોડાં ભર્યા જેવું છે." બીજાએ આપાની વાતને મજબુત ટેકો આપ્યો.

"બાપ, ભગુજી તો ભગુજી! એની જનેતાએ તો એને દુધ પીને જ જણ્યો છે. સિંહણ જેવી ગરાસીઆણીનાં ધાવણ

પાળી પાળીને એ પુત મોટો થયો છે એટલું જ નહિ; પણ એ પ્રતિજ્ઞાયો ભર જુવાનીમાં ધરબાર પરહરી, રૂપાળી રાજવટને પાટુ મારી, દૂધ ચોખાની ભરેલી છલકતી તાંસળીને ઠેબે ચડાવી, ખાસ સ્વામિનારાયણના સારૂ મુંડ મુંડાવી, તેમનો સાચો સેવક થઈને એ વર્ષો થયાં રહ્યો છે. માટે ભાઈ! આ ગરીબનું કહ્યું માનો, તો એ સાચા સહજાનંદી સિંહને છંછેડવો સારો નથી હો!!"

હકડાઠઠ ભરેલા ડાયરાની વચગાળે બેઠેલા ભાણ ખાચરને દૂર બેઠેલા ઢાઢીએ કડવાં પણ હિતકારક વેણ શરમ છાંડી છચોક સંભળાવ્યાં.

"છાનો મર છાનો હવે બોલકીના! નાને મોઢે બહુ બોલકીનો થામાં! માળા માગણની જાતજ લવલવણી" ભડલીના ધણીએ ઢાઢીને હાક મારી દબડાવ્યો.

"બાપુ! સાચું વેણ સગી માને ય સારૂં લાગતું નથી હો! રાવણ આગળ બાપડા વભીખણે રામના ગુણ સાચા ગાયા હતા, છતાં પણ રાવણ જેવાથી સાચું મનાયું નો'તું હો! તો પછી મારા જેવા રાવણહથ્થો વગાડી ખાનારા માગણનું સાચું ક્યાંથી મનાય અન્નદાતા? પણ એની બધી ખળે ખબરૂં" એમ કહી ડોકું ધુણાવતો, હાથમાં રહેલા રવાજના તારને આંગળીએથી ઝણકાવતો ઢાઢી ઉભો થઈ ચાલતો થયો.

"જેમ શેલડીનો સાંઠો વાઢે એમ ભગુજીનું માથું વાઢીને કોઈ લાવે તો એને ઇનામ—"

"શું ઇનામ?" દૂર દૂર બેઠેલું કોઈ બોલ્યું."

"ઇનામ? ઇનામમાં એને ચાર વાડીના કોશ." બીડું ફેરવનારે જવાબ આપ્યો.

"ખૂબ"

"કસુંબ દેવાવાળાની સામે!" દૂર આઘા ખૂણામાં બેઠેલા પહાડ જેવી પ્રચંડ કાયાવાળા, પાડાના જેવી જાડી કાંધ, હાથ જેવડી પહોળી છાતી, ખુન્નસ ઝરતી આંખો અને ભોરીંગ જેવી ભુજાવાળા બે જંગી જુવાનો ડાયરામાંથી સફાળા ઉભા થયા. ખુમચાને ઝોટ મારી ઝડપ બીડું ઝડપ્યું અને મોટા-એ સૌના દેખતાં મોંમાં મૂક્યું!

"જુવાન્યો, ક્યાં રે'વાં?"

"રે'વાં સિંધુ-સતલજની કોરમોર"

"જાતે?"

"સંધી."

"તમારાં નામ?"

"ખાખડ ને મતારો."

"તમે જો આ કામમાં ફતેહ મેળવશો તો તમને ચાર વાડીના કોશની અખેપાતર જેવી જમીન જરૂર મળશે, સમજ્યા કે? માટે જોજો હો, સિંધુ નદીનું પાણી ન લાજે"

"જો ભગુજીનું ઠુંકું કર્યા વિના એમને એમ પાછા ફરીએ તો સિંધણનું ધાવેલું ધાવણ લાજે ના દરબાર!" મુછો ઉપર હાથ નાખતો ખાખડ ગરજ્યો.

"સાબાશ, સાબાશ મરદ!" કહી દરબારે ખાખડનો વાંસો થાબડ્યો.

"કહો ત્યારે હવે અમને શું હુકમ છે?" અત્યાર સુધી મૌન સેવી ઉભો રહેલો વિફરેલા મહિષ જેવો માનતંગી મતારો બોલ્યો.

"હુકમમાં એ-તમે હાલને હાલ જઈ ગામ રામપરામાં પડાવ નાખો. ત્યાં તમારી સરદારી નીચે દરબારી પગાર ખાનારા તથા બીજા મળી આશરે બસેં માણસો રે'શે. માટે ત્યાં જાવ. અને ત્યાં તમને તમારા કામની શીંગાથી તે પીંછા સુધીની પૂરેપૂરી સમજુતી મળશે."

તત્કાળ અરબ્બી ઘોડા ઉપર સ્વાર થઇ લોખંડી બખ્તરવાળા એ જુવાનો રામપુરાની સીમ ભણી વિદાય થયા.

જ્યાં માથું વાવે તો માથું ઉગે એવું માંડવધાર× અને રામપુરા ગામના સીમાડામાં એક તકરારીઉં ખેતર હતું: એ ખેતરમાં જો દાદા ખાચરનાં માણસો વાવણી કરી આવતાં, તો બીજે દિવસે રામપરવાળા ભાણખાચરનાં માણસો ઉથલ કઢાવી, એ વાવેતરને હતુંનોતું કરી મૂકતાં: અને જો ભાણ ખાચરનાં વાવણિયાં જોડાતાં, તો દાદા ખાચરનાં માણસો બીજે રાણે પુગી, વાવેલામાં હળ હંકારી ટાકરડી ભોં જેવું કરી મૂકતાં. એવી એક બીજાની ચડવડ અવારનવાર થયા કરતી.

× × ×

આજે એ ખેતરમાં લીલુમડા ઘેઘુર મોલ ઉભા છે. અણખોટયો અનિલ ગુંચળાં વળી વળીને વાઇ રહ્યો છે, અને એ વાયરામાં કાંડાં જેવાં ધીંગાં, હાથહાથવા લાંબાં બાજરાનાં ડુંડાં ડોલી રહ્યાં છે; ડુંડે ડુંડે મોતીના દાણા જેવો બાજરો પણ હાકલાં કરી રહ્યો છે. એવા બાજરડા ખેતરને લુંટી ઝૂંટી નાંખવા અને ઉભા મોલ ભેળવવા ભાણ ખાચરનાં બસેં માણસોનું કટક આજ છ છ મહિનાથી ટમટમી રહ્યું છે: છતાં લાગ આવતો નથી. ભગુજીનો લોહીતરસ્યો, કાળના ખંજર જેવો ખુની ખપ્પડ કાંડાં કરડી રહ્યો છે, પણ ખેતર સામી મીટ મંડાતી નથી. કારણ કે આભને પણ થોભ દે એવા અને મૃત્યુને પણ

---

×ततो मांडव्यधाराख्यो योऽस्ति ग्रामोभवत्पितुः ।
यश्च भाणाख्यभूपस्य ग्रामो रामपुराभिधः ॥
महान् सिमाविवादोऽभूत् ग्रामयोरुभयोस्तयोः ।
ततो युद्धमभूद्घोरं तुमुलं रोमहर्षणम ॥

बु. मा.

થપાટ ચપડાવે એવા ચાળીસ પાળાઓ મહારાજની આજ્ઞાથી દુર્ગપુરથી આવી એ ખેતરની રક્ષા કરવા સારૂ આજ ૭ ૭ મહિનાથી તાલમેલ કરી પડાવ નાંખીને પડયા છે; અને શત્રુની આવવાની વાટ જોઇ રહ્યા છે. સામી બાજુએ ખોપરી વિનાનો ખબડ પણ વસત લઇને પડયા છે.

આવામાં કોઇ પ્રસંગ ઉપર મહારાજે કેટલાક પાળાઓને દુર્ગપુર તેડાવી લીધા. ખેતરની રક્ષા કરવામાં ફકત તેર પાળાઓ રહ્યા. તેરમાં વીર અગ્રણી ભગુજી, કોડાઉં દીવેલથી છલોછલ ભર્યું હોય. માયલીકોર દીવેટ રાખી હોય અને તે માણસના ખભા ઉપર નોધારૂં મૂક્યું હોય, પછી તાકીને બંદુકનો ગોળીબહાર કરે તો કોડીઆ માયલી દીવેટ ઉડી પડે છતાં કોડીયામાંના દીવેલનું એક ટીપું પણ નીચું ન પડે એવા માનાજી અને કેસરીજી અને રણકુશળ બાપુ રતનજી અને તીર મારવામાં જેની તોલે ન આવે એવા મીયાંજી તથા લાખણો લાખોજી, વીર ભદ્ર વીરોજી અને દેવોજી. ભડને પણ ભાગતલ કરી મૂકે એવા ભીમોજી અને ગુમાનજી, પટ્ટાબાજ ચકોર ચાવડો ખેચરજી, કટાર મારવામાં કુશળ ધનોજી અને નથુજી નચિંત થઇને પડયા હતા અને વાતોના તડાકા મારી રહ્યા હતા.

"આ કેટલાકનાં માથાં કપાવશે?" ડોલતાં ડુંડાંને સુતાં સુતાં ડાબે હાથે કાંકરી મારી ભગુજીએ મહરમાં કહ્યું.

"માથાં વધેરવાનો સળવળાટ તો આ હથેળીમાં હાલી મળ્યો છે, પણ બાખડવાનું ટાણું કયાં મળે છે?" મીયાનમાંથી અડધી બહાર ખેંચેલી તરવારની ધારનું પાણી આંગળી મૂકીને જોતાં જોતાં વીરોજી બોલ્યો.

"જો સ્વામિનારાયણ કરે ને આજ ટાંચા જણ બાળી આંધળુકિયાં કરી દળકટક આવી ચડે, તો આ ખળભળતું ખમીર ટાઢું પડે, અને આ મીયાનમાં મુંઝાઇ મરતી તરવારુંને બહાર

નીકળવાનું ટાણું મળે." લાલ હીંગળા જેવી આંખો કરી, ઢીંચણ ભરિયાં થઇ બેઠેલા, ખંજરની અણીથી પૃથ્વી ખોતરતા હમીરજી બોલ્યા.

આમ વાત ચાલી રહી છે, પ્રાગડના દોરા ફુટી ગયા છે, મહારાજ ( સૂર્ય ) ને ઉગવાની તૈયારી થઇ ચૂકી છે, તેવામાં અચાનક ડમરી ઉડતી જણાણી. આકાશ ધુંધળું થવા લાગ્યું અને હાવળયું દેતાં ઘોડાં સંભળાણાં. માથે બેઠેલા સ્વારોના હાથોમાં રહેલા ભાલાઓ ચળક ચળક બાળ રવિના પ્રકાશમાં ચળકયા, એટલે તુરત ભગુજી સુતા હતા તે એકદમ બેઠા થઇ ગયા. ભગુ-જીએ આગલે રેચ લીધેલો હોવાથી શરીર અનરવું થઇ ગયું હતું; છતાં એકદમ માથે તાસળી નાખી, તેને બથરા ફેંટાથી બાંધી, ઉપર મજબુત બોકાની બાંધી, કસર કસી પલવારમાં ભગુજી વગેરે પાળાઓ ચટોચટ સાબદા થઇ ગયા. ત્યાં ભગુજીએ સિંહગર્જના કરી, "વીરાજી, દેવાજી, બેચરજી, સો ધ્યાન દઇ સાંભળો; જુઓ, દુશ્મનોએ બંદૂકોમાં દારૂ ધરબી ધરબીને ભર્યો હશે, અને આપણા ઉપર નાળ્યું સાંધીને બંદુકો ફટકારશે. માટે સહુએ આ સામેના નેરામાં સબોસબ સુઇ જવું, એટલે ગોળીબહાર ઉપરથી ચાલ્યો જશે અને દુશ્મનો આપણને ખલાસ થયેલા સમજશે; એટલે પૂર વેગમાં તેઓ પાસે ધસી આવશે. જેવા પાસે આવે કે તુરત મારા ભાઇ કહું કે એકદમ ઓચિંતા ઉભા થઇ "જય સ્વામિનારાયણ" કરી શત્રુમાં તૂટી પડો. જારના લોથા જેમ લોક દાતરડાથી કાપે, તેમ મારા ભાઇ સબોસબ કાપી નાખો."

પછી "ઘનશ્યામ" "જય સ્વામિનારાયણ"ની ગર્જના કરતા તેર પાળાઓ મુકરર કરેલા નેરા પાસે આવીને ઉભા, અને સહુસહુનાં હથિયારો સંભાળવા લાગ્યા; ત્યાં તો સામેથી કટક વાતવાતમાં આવી પહોંચ્યું. સહુને મોખરે ખાંભી

જેવા જાડા કાંધવાળો, ખોરાસાની ગણાતા રાક્ષસી ઘોડા ઉપર બેઠેલો આઠ આંગળ પહોળા ખડગને કમરે લટકાવતો ખમ્મડ વાયુ વેગે ધસી આવ્યો; અને તેની પાછળ જંગલી અશ્વને નચાવતો, હાથમાં રાખેલા ભારેખમ ભાલાને પણ ફુલની જેમ રમાડયે આવતો બખ્તરધારી મતારો હતો. તેની પાછળ લશ્કર ચાલી આવતી હતી. નેરાના વચગાળામાં પાળાઓ ઉભા હતા. સનનનનં કરતી ગોળીઓ છુટતાં પાળાઓ ટપોટપ સુઇ ગયા અને ગોળીઓ ઉપરથી ચાલી ગઇ. પાળાઓને એકજ ભડાકે કામમાં આવી ગયેલા જાણી કટક પૂર જોસમાં પાસે લગોલગ આવી ગયું. તે જોઇ " જય સ્વામિનારાયણ " ની ગર્જના કરતા, પહાડના પડછંદા સરખા પાળાઓ કટક ઉપર કડકડતી વીજળી પડે તેમ તૂટી પડયા અને લશ્કરની કાપણી કરવા માંડી લશ્કરમાં ભંગાણ પડવા માંડયું.

આવી સ્થિતિ નિરખતાં ખમ્મડ અશ્વને કુદાવતો, " આમાં *ભગુજી કોણ, ભગુજી કોણ ? " એમ બોલતો બોલતો આગળ આવીને ઉભો.

" કેમ છે ? ભગુજી મારૂં નામ. " નીચા બાંધાની ઘડીવાળા ભગુજી બોલ્યા.

" તારૂં નામ ભગુજી ? "

" હા, મારૂં નામ ભગુજી " છાતીએ હાથ મુકી ભગુજી બેધડક ઘણેર્યા.

" કર ઘા " ખમ્મડ બોલ્યો.

' મારો ઘા પેલો ન હોય, માટે તું કર " વીરહાક મારી ભગુજીએ કહ્યું.

---

* अथेति प्राह स क्रूरो वज्रपातोपमं वचः ।
अत्र को वर्तते धूर्तो भृगुजित् पुरुषाधमः ॥

ह. मा.

“ લ્યો ત્યારે ઝાલો લે”. એમ કહી અબ્બડે ઘોડાને તેરામાં ગોળ ચક્કરમાં નાખી, બરોબર નિશાન સાંધી. તેરાની બેખડ ઉપર ઉભા રહેલા ભગુજીને જમણે ખભે ખડગનો જે પ્રહાર કર્યો તે જનોઇવઢ ઉતારી દીધો. ભગુજીના ઘાવમાંથી ધખ, ધખ, ધખ, લોહીની ધારા વહેવા માંડી. તત્કાળ ભગુજીએ માથા ઉપરનો ફેંટો કાઢી, છાતીએ વીંટાળી દીધો. ભગુજીનો જમણો હાથ કચળી પડયો—ખોટો થઇ પડયો. ડાબે હાથે તરવાર પકડી ભગુજીએ ઘા કરવાની તૈયારી કરી અને “ પીંજારા, એમ ઘા ન થાય, પણ જો આમ થાય” એમ કહી જેવી તરવાર તોળી, તેવામાં ભગુજીની પછવાડે રહેલા મીયાંજીની કામઠીમાંથી સનનન કરતું તીર છૂટયું, તે અબ્બડના ઘોડાની આંખમાં પરોવાઇ ગયું; આથી ઘોડો બે પગે ઉભો થઇ છલંગ મારતો ભગુજીની પાસે આવીને પડયો; તેવો ભગુજીએ અબ્બડના માથામાં તરવારનો પ્રહાર કર્યો અને એ ઝાટકે માથું, તથા કાંધ ચીરી, બખ્તરવાળી છાતી ભેદી આરોપાર ઉતારી દીધો. અબ્બડ ભાગ્યો. ભાગતાં ભાગતાં ચક્કર થતાં ઘોડા ઉપરથી લથડી પડયો અને મતારાને ભગુજી પાસે જવાની ના પાડતાં પાડતાં યમપુરીનો અતિથિ બની ગયો. ત્યાર પછી મારામારી, કાપાકાપી પૂર જોસમાં ચાલી. પટ્ટાબાજ ગોચર ચાવડો દળ કટકમાં ઘૂમતો તરવારથી ડીંડવાં કરતો ઘૂમી રહ્યો હતો અને ભગુજીની આવતાં જતાં રક્ષા કરી રહ્યો હતો; છતાં ભગુજીને અઢાર ઘા થઇ ચૂકયા હતા. જે આવે તે ભગુજીનું નામ સાંભળી ધડ ઘા કરે. આમ નોખા નોખા, નાના મોટા, અઢાર ઘા પડયા હતા. ત્યાં પાછળ ચક્કર મારતો ચાવડો ભગુજીની પાછળ આવીને ઉભો. ભગુજી નીચા બેસી ગયા હતા. અબ્બડનો ઘાવ જબ્બર હતો.

અબ્બડ મરતાં કટકમાં ભંગાણ પડયું. મતારો જીવ લઇ નાઠો અને પાછળ પાળાઓ પડયા, તે સીમાડા સુધી તગડીને

પાછા આવ્યા. બેચર ચાવડા સિવાય બારે પાળાઓ ઘવરાણા હતા. લોહીથી નીતરતા પાળાઓ હોળી ખેલીને પાછા ફરેલા ગેરૈયા જેવા શોભતા હતા. ચાલતાં ચાલતાં રસ્તામાં કોઇનું કાંડું કપાઇ ગયેલું જોઇ, હાથમાં લઇ રતનજી બોલ્યા "આ કાંડું કોનું ?" પાસે રહેલા હમીરજી બોલ્યા, "તમારૂં. બીજા કોનું ?" આમ જોતાં પોતાનુંજ કાંડું કપાઇ ગયેલું જાણી, પૃથ્વીમાં દાટી ઉપર ધૂળ વાળી દીધી અને એકદમ ભગુજીની પાસે પાળાઓ સોપરૂ આવ્યા. વચમાં પાણી પાણી કરતો કોઇ ભાવર ઘાયલ થઇ પડયો હતો. તેને ભીમોજી પાણી પાવા ગયા. પાણી પાયું, ત્યાંતો એણે પાણી પીને સુતાં સુતાં આંગળી ઉપર ચક્કર ચક્કર બરછી ફેરવી ભીમાજીના પગમાં ઘા કર્યો. ભીમોજી ચેતી ગયા, અને છલાંગ મારી કૂદી ગયા અને બોલ્યા: "દયા લાવીને પાણી પાયું ત્યારે પાનારને મારવા તૈયાર થયો ?" એમ કહી તરવારનો જે પ્રહાર કર્યો, તે એનું ડોકું ડોળરાવી દીધું: અને ઉતાવળા ચાલતા ચાલતા સૌ ભેગા થઇ ગયા. ત્યાંતો ધીંગાણાની વાત સાંભળી દુર્ગપુરથી પાળાઓ પવન વેગે દોડતા આવ્યા: બારે પાળાઓને ખાટલે નાખી દુર્ગપુરમાં લાવ્યા. દરેક પાળાઓની સેવામાં ચાર ચાર પાળાઓ મહારાજે રાખ્યા. ભગુજીની તહેનાતમાં વધુ ગોઠવ્યા. કારણ સૌથી વધારે ભગુજીને ઘા હતા અને બરછીનો કરેલો જખમ મહા જોખમકારક હતો. ભગુજીને ચમક ન થાય એ સારૂ-"કોઇ નગારાં વગાડશો નહિ, ઝાલરો ઝણકાવશો નહિ, બળદોને ગળેથી ઘુઘરમાળ પણ છોડી લ્યો" એવી મહારાજે આજ્ઞા કરી; અને ઝાલર, આરતિ, નગારાં ઉપર અંકુશ મુકવામાં આવ્યો. ભગુજીના ઘા ભંગાવ્યા. હીરના ટેભા તુરત લેવામાં આવ્યા. ખાટલા પાસે ઉભેલા શ્રીહરિ બોલ્યા "ભગુજી ! કેમ છે ?" "ઠીક છે મહારાજ" હસતે મુખે પથારીમાં પડેલો કેસરી બોલ્યો. વધુ પુછપરછ ન કરતાં મહારાજ ભગુજીને પુછતા બંધ

થયા. ભમ્ભડનો જનોઇવડ આ ભારે ભય ભરેલો હતો. જેથી રાતમાં "મારો મારો" કરતા ભગુજી ખાટલામાંથી એકદમ બેઠા થઇ જતા હતા. તેમને પાછા સુવાડી દેવામાં આવતા હતા. ભગુજીને પડદે નાખવામાં આવ્યા. ધીરે ધીરે મહારાજની કૃપાથી, એક દી ગયો, બે દી ગયા એમ ભગુજીના ઘા મળવા માંડયા અને રુઝાણ થવા લાગી.

૩

એક દિવસ—

"દયાળુ ! ઉઠો ઉઠો ઉઠો ગજબ થઇ ગયો ! ભગુજીના લીધેલા ટેભા તૂટી ગયા, અને ઘાવમાં કાળી બળતરા ઉઠી છે !" હાંફળા ફાંફળા દોડી જઇ નિત્યાનંદ મુનિએ શ્રીહરિને જણાવ્યું.

"મુનિવર ! શું હકીકત છે ?" ઓચિંતા ઓજપાઇ જઇ મનુષ્યલીલાનું આચરણ કરતા અંતર્યામી થાળ આરોગવાની તૈયારી કરતા બોલ્યા.

"મહારાજ, ભગુજીના મળેલા ઘા ઉઘડી ગયા !" એમ કહેતાં તો નિત્યમુનિ દીલગીર થઇ ગયા.

"હેં શું વાત કહો છો ?" એમ કહેતાંજ તુરત જમ્યા વિના, હાથ ધોઇ ઉતાવળા ઉતાવળા શ્રીજી ભગુજીને ઓરડે પધાર્યા.

"ભગુજી ! ભગુજી ! કેમ છે ?"—મહારાજ સહજ ઉદાસ થઇ બોલ્યા. ત્યાં નિત્યાનંદ મુનિ આવ્યા.

"સ્વામી ટેભા તૂટવાનું કારણ ?"

"આજે ગામમાં શંખ, નગારાં, શરણાઇ વગેરે જોર શોરથી વાગ્યાં અને સાથોસાથ રીડીયા પણ ભારે થયા જેથી ભગુજી એકદમ મારો મારો કરતા બેઠા થઇ ગયા; અને ટેભા તડોતડ તૂટી ગયા !

' આજે પાટો ફેરવ્યો હતો કે ?"

' હા "

" કોણે ? "

" વાળંદે "

" એ વાળંદને મારી પાસે લાવો. "

તત્કાળ ભયથી થરથરતા વાળંદને પકડી પાળાઓએ મહારાજ પાસે હાજર કર્યો

" સાચેસાચું બોલ શું કર્યું છે ? " પ્રભુએ વાળંદને હાક મારી.

બે હાથ જોડી અંગે કંપતો તે બોલ્યો, " મહાપ્રભુ ! મને ઉગારો તો કહું "

" હા, હા ખુશીથી કહે. "

આઘી પાછી નજર કરતો, ચારે બાજુ જોતો હળવે રહીને વાળંદ બોલ્યો.

" મહારાજ ! આપ તો અંતર્યામી છો, સઘળું જાણો છો, છતાં પણ આપને કહું છું: દયાળુ ! એક વાડીના કોરાની લાલચમાં મારી મતિ વંઠી, અને મેં પાપીએ કોઇની શિખવણીથી ભગુજીનો ઘા ઉપળી જાય અને ચમક થાય એ હેતુથી પારેવાની ચરક લગાવીને આજ પાટો બાંધ્યો છે: જેથી મળેલા ઘાએ ઉભેળ ખાધો છે, અને આ કાળી બળતરા જે ઉઠી છે એનું પણ એજ કારણ છે. "

" આ સાચું બોલ્યો, માટે આને હવે કાંઇપણ અડપલું કર્યા વિના મંદિરમાંથી કાઢી મૂકો. " તત્કાળ તેને કાઢી મૂકવામાં આવ્યો. જતાં જતાં કોઇ પાળાએ વાળંદની એક તરફની મુછ તાણીને ઉભેળી નાંખી.

કરૂણાસિંધુએ તત્કાળ રૂબરૂમાં વાજેવાજ પાટો ફેરવાવ્યો. ચરકવાળો પાટો દૂર ફેંકી દીધો અને ઘા ધોવરાવ્યો. પછી

નિત્યમુનિ પાસે પાટો પુનઃ બંધાવ્યો. કરૂણુલોચનની કરૂણામય દૃષ્ટિથી ભગુજીને શાંતિ મળી.

" ભગુજી, ભગુજી, કેમ છે ભાઇ ? " અધીર હૈયે શ્રીહરિ બોલ્યા.

" મહારાજ મને કાંઇ નથી. મારે તો બે હાથમાં લાડુ છે. જીવીશ તો પણ તમારી સેવા છે. કદિ જઇશ, તોપણ તમારી જ સેવા છે. " " પ..." વચમાં બેચર ચાવડો બોલ્યા.

" શું પણ ? બેચરજી, સંકોચ રાખ્યા વિના બોલો "—મહારાજે ચાવડાને જોઇ કહ્યું.

" બીજું કાંઇ નહિ, પ્રભુ, જો કાંઇ પણ ભગુજીનું થશે તો જગતમાં વાત રહી જશે; માટે આ વખતે દયાળુ ! ભગુજીની જીવનદોરી ટુંકી થતી હોય તો લંબાવો. કદિ તૂટતી હોય તો સંધાડો " ચાવડાએ વખત જોઇ વિનવણી કરી.

મહારાજ વિચારમાં પડી ગયા, અને થોડીવારે બોલ્યા: " ભગુજી ! તમારૂં આયુષ્ય તો આજ આવી રહ્યું છે, છતાં જાવ તમારી કાળથી રક્ષા કરૂં છું " એમ કહી પ્રભુએ પાસું ફેરવ્યું. " કરીમજી, સચ્ચિદાનંદ યોગીને બોલાવો. " તત્કાળ કરીમજી મુનિને બોલાવી લાવ્યા.

" મુનિવર ! સાંભળો, આજ તમે આખી રાત બારણામાં બેસી રહેજો અને કાળ× આવે તો તેને તગડજો. "

' બહુ સારૂં પ્રભુ જેવી તમારી આજ્ઞા " એમ કહી હાથમાં મુશળ લઇ મુનિ બારણામાં બેઠા અને ત્યાર પછી મહારાજ અક્ષર ઓરડી તરફ સીધાવ્યા.

---

× सोऽथ कालाऽऽगमं ज्ञात्वा सच्चिदानंदयोगिनं ।
तन्नर्भागारसुद्वारे तद्गुप्त्यर्थं न्यतिष्ठिपत् ॥
ह. मा.

૪

અડધી રાત ભાંગી છે. તારલિયા નભોમંડળમાં ડોકિયાં કરી રહ્યા છે. ઉન્મત્તગંગાનાં નીર વાંકાંચુંકાં ઘુમરી ખાતાં ચાલ્યાં જાય છે. ખળખળિયાંનો ખળખળ અવાજ મધુરી વીણા જેવો ક્યારેક ક્યારેક સંભળાય છે. અક્ષર ઓરડીને ફરતો આંટો પહેરેગીર દઈ રહ્યો છે. ત્યાં નીચેનો સંવાદ અક્ષર ઓરડીમાં થતો સંભળાયો.

"મહા પ્રભુ! મહા પ્રભુ! આમ જુઓ, મારી ડોક મરડી નાંખી!" ધુંવાંપુંવાં થઈ જતો કાળ બોલ્યો.

"કોણે?"

'કોણે શું? તમારા સચ્ચિદાનંદ મુનિએ. અહોહો! કાંઈ એ મુનિની આડોડાઈ અને આખાઈ! પ્રભુ તોબા છે."

"શું કર્યું?"

"આજ ભગુજીનો પ્રાણ લેવા આવ્યો હતો. તે પ્રાણ લેવા યે ન દીધો, અને મને ઓરડાની માયલીકોર પણ જવા ન દીધો; અને ઊલટી આ ડોક ખેડવી નાંખી."

"કાળ, સાંભળ તારે કાંઈ કોચ્યું બોલવું નહિ. ભગવાનના ભક્તોમાં તારે કદિ માથું મારવું નહિ. હું કર્તુમકર્તુમન્યથા કર્તુમ્ સમર્થ છું, તે તું જાણે છે માટે ગભરામાં; મારી આજ્ઞાથીજ મેં સચ્ચિદાનંદ મુનિને રક્ષા કરવા રાખ્યા છે. હવે મુનિવર પાસે જઈ, તારું સ્વાસ્થ્ય સંપાદન કર."

કાળને શ્રીજીએ સમજાવ્યો.

તત્કાળ કાળ મહારાજને વંદન કરીને ગયો; અને મુનિવરે કાળની ડોક પાંશરી કરી. કાળ પોતાને સ્થાનકે ગયો. મહારાજે ભગુજીની આ પ્રમાણે કાળથી રક્ષા કરી. ત્રણ મહિને

ભગુજીના પ્રાણ રૂઝાણા અને ખાટલામાંથી બેઠા થયા. ભગુજીને માથે પાણી નાખ્યું. એ અવસરે બોટાદના શેઠ ભગા દોશી, ભગુજી વગેરે તમામ પાળાઓને જગન્નાથીનો× તાકો લઇ પાઘડી બંધાવવા ગઢપુર આવ્યા. શેઠે સભા વચ્ચે ભગુજીને પાઘડી બંધાવી. મહારાજ બહુ રાજી થયા.

૫

કેટલાક સમય પછી—

ધર્મ-ભક્તિ-વાસુદેવના મંદિરની આથમણી બાજુમાં ડાબી તરફ જ્યાં મહારાજનું હાલ શયનમંદિર છે, એ મંદિરમાં એક વખત મહારાજ બિરાજ્યા છે, પાસે નિત્યાનંદ મુનિ તથા પ્રેમાનંદ મુનિ બેઠા છે, તે વખતે મહારાજે કહ્યું:—

' મુનિવરો, સાંભળો આજે અત્યારે ને અત્યારે તમે લક્ષ્મીવાડીમાં ઝટ જાવ, અને ત્યાં જઇને રહો: કારણકે આજે માંડવધારમાં મતિભ્રષ્ટ મતારો વેરની વસુલાત લેવા ચડી આવવાનો છે. માટે તમે સાવધાન થઇ જાવ અને જ્યારે માંડવધારમાં ધીંગાણાની શરણાઇ વાગે ત્યારે તમો શંખ તથા ભેરીનો મોટો નાદ કરજો."

તત્કાળ મુનિવરો મહારાજને વંદન કરી લક્ષ્મીવાડી ભણી ચાલી નીકળ્યા અને ત્યાં જઇ વસ્યા.

× × ×

---

×આ વખતે જગન્નાથીનો તાકો પહેલ વહેલો નીકળ્યો હતો અને બહુ ઉમદા ગણાતો હતો.

સૂરજ માથે આવ્યો હતો. માંડવધારની કોરમોર કારમા રીડીયા ચસકા થવા માંડયા. એ વખતે નિત્યમુનિએ શંખનો નાદ કર્યો અને પ્રેમાનંદમુનિએ ભેરીનો ભયાવહ નાદ કર્યો. આવા કારમા પ્રચંડ નાદથી માથા વિનાનો મતારો ભયભીત બની ગયો અને ભાગ્યો. ચડી આવેલું કટક પણ વેરવિખેરણ થવા માંડ્યું અને જીવ લઇને નાઠું.

આ તરફ શંખનો નાદ સાંભળી, દરબાર દાદા ખાચરનો આભકપાળો પુત્ર અમરૂ નાનીશી ઢાલ, તરવાર બાંધી અશ્વારૂઢ થઇ માંડવધાર ભણી ચાલી નીકળ્યો. અમર કુંવરને યુધ્ધમાં જતો ભાળી તેની સરખી વયના કાઠી કુંવરડાઓએ પણ ઘોડા ઉપર પલાણ નાખ્યાં અને ગારને ઘોડે અમરની પાછળ પાણી પીધા વિના ચાલી નીકળ્યા. વયોવૃદ્ધ દાદાખાચર પણ કમરમાં કૃપાણ લટકાવી જવા તૈયાર થયા. પરંતુ તેમને તો જતા અટકાવી મહાપ્રભુએ પોતાના શયનાગારમાં બેસાર્યા થોડી વારમાં રાતાં ચોળ મરચાં જેવી લાલ આંખોવાળા સૌર્યાંગ રામપ્રતાપભાઇ અસ્ત્ર શસ્ત્રથી સજ્જ બની, કવચથી શરીર મઢી કૃપાનિધાન પાસે આવી ઉભા રહ્યા. ક્રોધથી તેમનાં ગાત્રો કંપવા લાગ્યાં, અને લાલ બિંબ જેવા હોઠ ફરકવા લાગ્યા. શ્રીહરિએ શાંત ચિત્તે કહ્યું:

"મોટા ભાઇ! આ ડાકડમાળ કરી ક્યાં ચાલ્યા?"

"હે ભાઇ! હું મહા મ્લેચ્છ મતારાનો મહાદર્પ ઉતારવા માંડવધાર ભણી જાઉં છું, માટે મને જવાની આજ્ઞા આપો. હું ભાણને ગણતો નથી. મચ્છર તુલ્ય મતારાના ગણ ગણાટથી કાંઇ ડરતો નથી આપની આજ્ઞા હોય તો એના ગામને ફૂંકી દઉં! અથવા આવેલી આ મ્લેચ્છ સેનાને મસળી નાખું. એ બધું આ મારા બાહુબળથી કરવા ઇચ્છું છું"

" મોટા ભાઇ, શાન્ત થાવ: શાન્ત થાવ, જુવો, સાંભળો, મહા બુદ્ધિશાળી પુરૂષો ક્રોધના વેગને જીતેલા હોય છે, અને લઘુ-જન વર્ગ ક્રોધથી જીતાયેલો હોય છે. એવા ક્રોધથી વશ બનેલા દુર્મતિની સાથે મતિમાન પુરૂષોને વિરોધ હોઇ શકતો નથી : માટે મોટા ભાઇ, આમ આવો, પધારો, અને અહીં બેસો." તત્કાળ રામપ્રતાપભાઇ શ્રીહરિની આજ્ઞા માથે ચડાવી આસન ઉપર જઇ બેઠા.

મહારાજ બોલ્યા: " હે ઉત્તમ ભૂપાળ, આ રામપ્રતાપભાઇ સાક્ષાત શેષનો અવતાર છે. જ્યારે એમનો રોષ–હુતાશન સળગે છે, ત્યારે આખું બ્રહ્માંડ ભસ્મીભૂત થઇ જાય છે. એ કરવા માગે તે ક્ષણમાં કરી શકે, એવા શક્તિશાળી શેષાવતારી **રામપ્રતાપ-ભાઇ** છે. "

ત્યાં તો શ્વાસભેર દોડતો દોડતો પાર્ષદ આવી પ્રભુને કહેવા લાગ્યો : " પ્રભો, પ્રભો, મહારાજ **અયોધ્યાપ્રસાદજી** તથા **રઘુવીરજી** બન્ને શસ્ત્ર અસ્ત્રને ધારણ કરી શંખનો ધ્વનિ સાંભળતાં રણવાટે સીધાવ્યા ! "

મહારાજે કહ્યું, " હે દુર્ગનરેશ, જુવો, જુવો, સાંભળો: આ બેય બંધુની જોડી યુદ્ધમાં ગઇ: એ રામ–ભરતની જોડલી છે–હો: પૂર્વ–જન્મનો આવેશ યુદ્ધની ઘોષણા થતાં, આજ અંગમાં આવિર્ભૂત થયો છે: એ બેય બાંધવ આજે યુદ્ધનો તનમનાટ પોતાના તનમાં થવાથી ચાલી નીકળ્યા છે. "

આમ વાત ચાલી રહી છે, ત્યાં તો કોઇએ આવી કીધું: " દયાળુ, દયાળુ, ભગુજી સંગ્રામમાં જાય છે. "

" ભગુજીને કહો કે મારે મોઢે થઇને જાય. "

ભગુજી મહારાજ પાસે આવી વંદન કરીને ઉભા.

" કેમ કયાં ચાલ્યા ?" શ્રીહરિએ કહ્યું.

" મહારાજ, **મતારાને** જવાબ આપવાની જવાબદારી મારી છે: માટે એ જવાબ આપવાને જાઉં છું. " એમ બોલતાં બોલતાં

જાણે નાનકડો વજ્રનો કટકો ઉછળતો હોય નહિ શું, એમ ભગુજીનો દેહ ઉછાળા મારવા લાગ્યો.

"**ભગુજી, ભગુજી,** આજે મારી પાસે બેસોઃ તમારે ત્યાં જવાની જરૂર નથીઃ **રઘુવીરજી** અને **અયોધ્યાપ્રસાદજી** ગયા છે, એ બસ છે."

ત્યાં તો ચળક, ચળક, ચળક, ચળકાટા કરતા કવચથી જેનાં ચારૂ અંગ શોભી રહ્યાં છે, એવા બેય બંધવા અમરકુમારની સાથે આવી મહાપ્રભુના ચરણ કમળમાં પડ્યા. મહાપ્રભુએ બેય બંધુને છાતી સરસા ચાંપી ઉભા કર્યા.

"કૃપાનિધાન, **મતારો** કટક લઇને ચડી આવ્યો હતો, પણ અમારા ગયા પહેલાં ભયનો માર્યો ભૂશેટીને ભાગી ગયો, અને આપને પ્રતાપે વિજય પામી આપના ચરણમાં હાજર થયા છીએ." **રઘુવીરજીએ** કહ્યું.

બેય બંધુઓને માથે, વરદ હસ્ત મૂકી મોહનવરે નીચે પ્રમાણે મીઠો ઠપકો આપ્યોઃ

"જુવો, સાંભળો, તમે ધર્મ—કુળમાં જન્મ્યા છો, માટે ધર્મ—કુળ કોઇ દિવસ શસ્ત્ર ન ઉઠાવેઃ યુદ્ધમાં કદિ ન ઝંપલાવેઃ તમે તો ઉભય દેશની ગાદીના ધર્મધુરંધર છો—આચાર્યો છોઃ માટે હવેથી આચાર્યો જે હોય તે કદિ શસ્ત્ર બાંધે નહિઃ કમર કસે નહિ, રણ હાક મારે નહિ, આયુધ ઉગામે નહિ, આજથી મારી તમને આજ્ઞા છે, કે ક્યારે ય પણ આચાર્યોએ *આયુધ ધારણ કરવાં નહિ."

એ પ્રમાણે શ્રીહરિએ શિખામણ આપી, અને શયનાગારમાં બેઠાં બેઠાં **મતારાને** એક મહા સેના બતાવી માંડવધારની રક્ષા કરી!

૬

કેટલાક સમય બાદ ભાવનગરના પ્રજાપાળ વજેસંગ મહારાજના રાજમહેલમાં આવેલા નંદનવન સમા બગીચામાં કોઈ બે પરિચારકો ઝીણી ઝીણી વાતો કરી રહ્યા છે.

"**સ્વામિનારાયણ ભગવાન ભગુજીને** લઇ દુર્ગપુરથી આજે અહીં પધારવાના છે, એ વાત સાચી કે?" પહેલાએ કહ્યું.

"હા, વાત તદ્દન સાચી. આપણા મુગટમણિ મહારાજે પ્રભુને તેડાવ્યા છે, સાથે ભગુજીને લાવવાનું કહ્યું છે, માટે ભગુજી સહિત તેર પાળાઓને લઇ **સ્વામિનારાયણ** આજે આવવાના છેઃ કાગળ પણ દાદાખાચરના ઉપર લખાવીને રવાના કર્યો છેઃ **ભગુજીની** વીરતા સાંભળી મહારાજા ખુશ ખુશ થઈગયા છેઃ માટે એ વીરની વીરપૂજા મહારાજા પોતાના હાથથી સંભળાય છે, કે કરવાના છે." બીજાએ કહ્યું.

"ખરેખર ભાવનગરના રામ રાજ્યની કદરદાની તો વિશ્વ વિખ્યાત છે. જેના રાજ્યમાં આવા વીર વસતા હોય એ રાજ્યનું ગૌરવ છે ના! પણ હા દાદાખાચર કોણ?" પહેલો બોલ્યો.

"દાદાખાચર?—દાદાખાચર તો દુર્ગપુરનો ધણી છે—જે સ્વામિનારાયણ ભગવાનને સર્વસ્વ અર્પણ કરીને આ યુગમાં નવો બલિરાજા બન્યો છે; અને વધુ કહું? જોગીદાસ ખુમાણ ને ઓઘડ ખુમાણનું વજેસંગ બાપુની સાથેનું બારવટું જેણે પાર પડાવ્યું અને બેઉને ભેળા બેસારી કસુંબા કઢાવ્યા, એ દાદાખાચર." બીજાએ ખુલાસો કર્યો.

"જોગીદાસ ખુમાણ તો જોગી જેવો થઈગયો હો." પહેલાએ આગળ વાત ચલાવી.

"જોગીદાસ તો જોગીદાસ. તેનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય **સ્વામિનારાયણે** પણ વખાણ્યું હતું. એ જોગીદાસે પરસ્ત્રી સામું એક વખત મીટ મંડાતાં લાલ મરચાનું ભરણ પોતાની આંખમાં ભરાવ્યું હતું, એવો એ ટેકીલો ખુમાણ હતો."

"અને ઓઘડ ખુમાણ?"

"ઓઘડ ખુમાણ તો આ ભાવનગરમાં અવાર નવાર આવતો અને ગમ મંદિરમાં આવી ઉતરતોઃ એવે વખતે સ્વામિનારાયણના

સાધુ યોગાનંદ મુનિનો એને સહવાસ થયોઃ પછી શું પૂછવું ? એ મુનિની વાગ્ધારા છૂટતાં ખુમાણનું પાષાણ–હૃદય પણ પીગળી ગયુંઃ એ રાનનો રખડતો સિંહ પણ સાચો સત્સંગી થઇ પડયોઃ ત્યાર પછી યોગાનંદ મુનિનો ખુમાણોમાં પગ પેસારો થયોઃ આ બધા ખુમાણોમાં જે સત્સંગનો રંગ ચડતો છે, એ બધો પ્રભાવ એ મુનિવરનો."

"ત્યારે એ મહાપ્રભુના દર્શન કરવાનો અને વીર ભગુજીને જેવાનો અવસર આપણને મળશે કે ?"

"શા સારૂ નહિ મળે ? તું જેતો ખરો, આજે જ એ મહાપ્રભુ પધારવાના છે, સાથે **ભગુજી** ને બીજા પાળાઓ પણ આવવાના છેઃ મહારાજાએ પત્ર લખ્યો છે કે, મહારાજ, પધારો, અને કુંકુમનાં પગલાં પાડી આ રાજદરબારને પાવન કરોઃ એટલે આજે જરૂર પધારવાના છે."

"ખરેખર આપણા મહારાજ તો ધર્મ રાજા જેવા છે હો."
"સાક્ષાત ધર્મની મૂર્તિ છે." બીજાએ કહ્યું.

"હં, ભગુજી કોણ ?"

"ભગુજીને જોઇશ તારે તારી આંખ્યુ ઠરીને હીમ થશેઃ એવો એ વીરશિરોમણી યોદ્ધો છેઃ તે વીરે ખડક જેવા ખડતલ ખબડને તરવારના એક જ ઝાટકાથી ઉભો ઉભો વીંઝી નાંખ્યો, અને ઉપરા ઉપર જીવલેણ તેર ઝાટકા સામીછાતીએ ઝીલ્યા, પણ પાછી પીઠ ન બતાવીઃ તેમજ એણે ટેકીલા પ્રતાપની જેમ પાસું પણ ન બદલ્યું, એવો એ વીરરસનો ઘુઘવતો સાગર છેઃ એ વીરવરની વીરપૂજા આજ આપણા ગોહિલકુળદીપક મહારાજના હાથથી થવાની છે"

એમ એક બીજા વાતચીત કરી સૌ સૌને કામે ચાલી નીકળ્યા

× × ×

**ભાવનગરના ભાગ્ય વિધાતા રાજમહેલમાં બેઠા છેઃ સામી**

બાજુ શ્રીહરિ સોનેરી બુટ્ટાની વેલ્યથી ભરેલી મખમલની ગાદી ઉપર બિરાજ્યા છેઃ પાસે **ભગુજી** વિગેરે પાળાઓ બેઠા છે.

"આમાં ભગુજી કોણ ?"–ભાવેણાના ભૂપાળે પૂછ્યું.

"આ પંડ **ભગુજી**."–નીચી દડી જેવા બાંધાવાળા **ભગુજી**ને ચીંધી મહાપ્રભુ બોલ્યા.

ભગુજીની કેરીની ફાડ જેવડી આંખ્યું બે ઘડી ભાવેણાનો ધણી જોઇ રહ્યા, અને બોલ્યાઃ

"તમે ખબડને માર્યો ?"

"હા."

"જોઉં તમારા ઘા."

**ભગુજી**ની બંડી ઉતરાવી ભૂપતિએ ઘા જોયાઃ જનોઇવટનો જબરો ઘા જોઇ મહારાજા આભા બની ગયાઃ અને બોલી ઉઠયાઃ "આ ઘાનો ખાનાર પથારીમાંથી બેઠો થાય નહિ !"

"તોય અમારા પાળાઓ પાસે ઢાલું હતી નહિ, નહિતો આટલા ઘા ન થાત" મહાપ્રભુએ વચમાં કહ્યું.

"મહારાજ, ભલે એમની કને ઢાલું હતી નહિ, પણ તમે ત્યાં ઢાલ રૂપ હતા ના ! પછી એને શી ચિંતા ?"

ભાવનગરના રાજવીએ પ્રભુની પ્રભૂતા નિવેદન કરીઃ પછી ભગુજીને વજેસંગ મહારાજે કહ્યુંઃ

"ભગુજી, તમે મારા રાજ્યમાં રહોઃ તમને હું માસિક ત્રણસો રૂપીઆનો પગાર અને પાંચસો ઘોડેસ્વારોની સરદારી આપુંઃ તમે મહુવા પ્રગણાનો બંદોબસ્ત રાખો, અને ત્યાંના આરબોને વશ કરો."

"દરબાર, હું પણ એક વખતનો ગરાસદાર ગરાશીયો હતો, મારે ઘેર ગામો હતાં, પણ એ બધી રાજવટને તરછોડી, આ મુંડ મુંડાવી, **સ્વામિનારાયણનો** હું સાચો સેવક થઇને રહ્યો

છું: હવે તો શ્રી હરિના ચરણમાં જીવન પૂરૂં કરવું છે." ભગુજીએ અંતરનો ખુલાસો આપ્યો.

ત્યાર પછી વજેસંગ મહારાજે ભગુજીને માથે પાઘડી બંધાવી; અન્ય પાળાઓને પણ બંધાવી; અને મહારાજની રાજ્યોચિત સુંદર પૂજા કરી; ત્યાર પછી મહાપ્રભુ દરબારશ્રીનો હાથ ઝાલી ચાલ્યા: બારણા સુધી વળાવવા આવતા ભૂપાળ બોલ્યા: "દયાળુ, જેવો આ હાથ ઝાલ્યો છે, એવો સદા ઝાલી રાખજો."

"દરબાર, તમારા રામ રાજ્યમાં અમે નૈમિષારણ્ય વસાવ્યું છે, એ નૈમિષ્યારણ્યમાં–દુર્ગપુરમાં શૌનક, શાતાતપ, શરદ્વાન, શાંડિલ્ય, અને શતાનંદ મુનિ સમા અનેક તપોધનો નિરંતર તપ કર્યા કરે છે, અને તેનો ષષ્ઠાંશ આપને અહોનિશ મળ્યા કરે છે; એ તપોવનમાંથી તપસ્વીઓની શુભાશિષની અખંડ સરવાણી અહોનિશ આપના રાજ્યમાં વહ્યા કરે છે, અને વહેશે: જેથી આપનું નંદનવન સમું રાજ્ય સતત ફુલ્યુંફાલ્યું રહેશે."

એમ કહી મહાપ્રભુ **ભગુજી** વિગેરે પાળાઓની સાથે ચાલી નીકળ્યા.



# પરિત્રાણ

ભટવદરને પાદર દાત્ય દેવાઇ રહી છેઃ ધ્રીબાંગ ધ્રીબાંગ કરતો ભુંગીયો ઢોલ વાગી રહ્યો છેઃ સાથોસાથ કાયરને પણ શૂર ચડાવે તેવો શરણાઇઓનો સિંધુડીયો રાગ થઇ રહ્યો છેઃ ઢાઢી, લંઘા, અને રાવળનાં મુખમાંથી શૂલપાણિના ધોધસમા કાવ્યોનાં ધોધ વછૂટી રહેલ છેઃ ભાટચારણનાં ટોળેટોળાં આજ હરખાતાં જણાય છેઃ શણગારેલી, જાતવંતી તીખી તાજણને દોરી લઇ જતા માગણો "ભલે બા ભલે, ઉત્તમરાજાની જાન ભલે"–એમ કહેતા કહેતા ચાલ્યા જાય છેઃ જાનૈયાએ પણ આ અવસરે ઘોડાં ઉપર ઘોડાં દેવા માંડયા છેઃ કડાં, વેઢ, અને વીંટી હાથથી કાઢી કાઢી કાઠી ગરઢેરા ગઢવીઓને હોંસથી આપીને ન્યાલ કરી રહ્યા છેઃ "નારી પિશાચા, મત કરો આશા"નું પદ ખંજરીમાં ગાતો ગાતો કોઇ રાવળ આમ તેમ આંટા દઇ રહેલ છે, અને નાચીકૂદી રહ્યો છેઃ તેવામાં, "અલ્યા નાગાજણ, શું આ લવાન કરી રહ્યો છે? આવે શુભ પ્રસંગે આવું પદ ગવાય કે ગાંડા? જેવું ટાણું, તેવું ગાણું હોવું જોઇએ!" દાદાખાચરના રથસારથી બનેલા શ્રીજીએ પ્રેમાળ ઠપકો રાવળ ભક્ત નાગાજણને સહજ હસીને આપ્યો. તત્કાળ એ નાગાજણે બીજું સમયોચિત પદ ગાવાનું શરૂ કર્યું, અને ભાવમાં પલટો માર્યોઃ શ્રીજીએ આથી પ્રસન્ન થઇ તેને શિરપાવ આપ્યોઃ આ શુભપ્રસંગે જસુબાઇના બાપુ નાગપાળ વરૂએ પણ જાનૈયા માત્રને પહેરામણી કરીઃ વરરાજા દાદાખાચરને માથે ઉત્તમ મંદિલ બંધાવ્યું : ભટ-

વદરના ધણીએ ભારે દાયજો પુર્યો...હરખાતે હૈયે સગાંસંબંધીઓએ હાથગરણાં કરવા માંડયાંઃ એ વખતે દાદાખાચરને ભગવાને સોનાનો દોરો આપ્યો, અને જસુબાઇને ઉતરી આપીઃ પૂરા ઠાઠમાઠથી વિવાહવિધિનો માંગલિક પ્રસંગ સંપૂર્ણ થતાં એક સુંદર ચોગાનમાં મહાપ્રભુએ સભા કરીઃ સભામાં એ વખતે ભગુજી, રતનજી, મીયાંજી, હસનજી વગેરે પાળાઓ ખડીંગ ખડીંગ ખડગને ખખડાવતા ખડે પગે મહારાજશ્રીની પાછળ ઉભા છેઃ એક બાજુ બ્રહ્માનંદમુનિ, સ્વરૂપાનંદમુનિ વગેરે સંત મંડળ સભાને શોભાવી રહ્યા છે : બીજી બાજુ બલિરાજાની જેમ આત્મનિવેદન ભક્તિ કરી જેણે મહારાજને તન, મન, ધન અર્પણ કર્યાં છે, એવો **સેંજળ**નો સિંહ સમાન સાદુલ ખુમાણ બેઠો છે : અંબરીષ અને જનકની જોડ જેવો જણાતો **શેલણા**નો વંકો વાજસુર ખુમાણ તથા **ભમોદરા**નો ભુજંગ જેવો ઓઘડ ખુમાણ મૂછે વળ ચડાવતો સોનાની મૂઠવાળી તરવારથી શોભી રહ્યો છે : પાસે **ઝીંઝુડા**નો દાનો ખુમાણ, તથા વાઘ જેવો વિકરાળ ગણાતો વાઘો માતરો ચાળી જેવો થઇ, બે હાથ જોડી, મહારાજ સન્મુખ બેઠો છે : કેટલાક કાઠી રાજવીઓ ગંભીર મુદ્રાએ મહારાજની સામે એકી ટશે જોતા અને મહારાજના પડતા બોલને ઝીલવા તત્પર બનેલા જણાય છે : સઘળી સભામાં બ્રહ્માનંદરસ વર્ષી રહ્યો છે.

એવામાં અચાનક કોઇ પુરૂષ કાલિન્દીનાં નીર જેવા કાળા કાળા બે પુરૂષ સાથે સભામાં આવી મહારાજશ્રીના ચરણમાં વંદન કરી ઉભો રહ્યોઃ સભા એકી ટશે આવનાર પુરૂષના સામું જોઇ રહીઃ ત્યાંતો મહારાજશ્રીએ પૂછ્યું :

" ક્યાંથી આવો છો ? ક્યાં જાઓ છો, તમારૂં નામ શું ?"

પેલા પુરૂષે ઉત્તર કર્યો, " હે મહાપ્રભુ, આપ તો અંતર્યામી છો, સઘળું જાણો છો, છતાં શીદ પૂછો છો ? તોપણ આપની આજ્ઞા છે, તો મારી વીતેલી આપની સમક્ષ જણાવું છુંઃ પ્રભુજી,

સાંભળો. અહીંથી નજીક આવેલા આ રાજુલા ગામનો હુ વતની છું: જાતે સોની છું: મારૂં નામ **નાગદાન** છે: દયાનિધે! હું નાવમાં બેસી વ્યાપાર અર્થે મુંબઇ જતો હતો: ભરદરીયે અમારૂં નાવ હીંચકા ખાતું ખાતું જળમાં ઝંપલાવ્યે જતું હતું: હું વારંવાર નાવનો કાંઠો ઝાલી સમુદ્રમાં ડોકાતો હતો, એવામાં એક વખત ડોકું કાઢતાં દરિઆમાં હું ધબ્બ લઇને પડી ગયો: દીન-બંધો, થોડીવારમાં તો અમારૂં નાવ બે ગાઉ દૂર નીકળી ગયું: મારી સાથે જે આ બે નાખુદા આવ્યા છે, એ શિયાળકોટના વતની છે: તેઓ નાવને આગળ ચલાવ્યે રાખતા હતા, પરંતુ જ્યારે મને નાવમાં ન દીઠો ત્યારે તેઓ મને લેવા માટે પાછા ફર્યા: તેઓએ કેડ સમા જળમાં કોઇ ઉભો હોય તેમ મને ઉભેલો જોયો, અને આશ્ચર્ય પામી મને નાવમાં લઇ લીધો: વધુ શું કહું નાથ? મને તરતાં આવડે નહિ: તેમજ હાથ પગ હલાવી જાણું નહિ: એવા અણીને વખતે હે પ્રભો! તમે જ ત્યાં પધારી મારી બાંય ઝાલી મને બૂડતો બચાવ્યો: ડુંગર જેવડા ઉછળતા પાણીના લોઢમાં પ્રહ્લાદની પેઠે મને તમે જ નાથ! અદ્ધર ને અદ્ધર ઝીલી રાખ્યો: નાવમાં બેઠા બાદ આશ્ચર્યમાં ગરકાવ બનેલા આ બે ખારવાઓએ હાથે હલેસાં મારી નાવને હંકારતા હંકારતાં, અને વારંવાર મારી સામું એકી ટશે જોતાં મને પૂછ્યું:

"ભાઇ, તમારા ઇષ્ટદેવ કોણ છે?" મેં કહ્યું, "**સર્વ અવ-તારના અવતારી શ્રી સ્વામિનારાયણ મહા પ્રભુ મારા ઇષ્ટ દેવ છે.**" "અહો, ભાઇ, તમને ધન્ય છે. તમારા પ્રભુ બહુ મોટા જણાય છે; નહીં તો આવા અગાધ જળમાં તમારી જેમ આમ કોઈ જીવતું ન રહે! અત્યાર સુધિમાં અમારો જવર અવર આ જળમાર્ગે બહુ થયો છે, અને જાતે જોયું છે, કે જે જળમાં ડૂબ્યું છે, તે કદિ ઉગર્યું નથી: તમને તમારા તારણહાર સ્વા-મિનારાયણ પ્રભુએ જ તાર્યા: આનું નામ જ પ્રગટ પરચો: ભાઇ! જે પ્રભુ જળસિંધુથી તારે, તે આ ભવસિંધુ કુશળ ક્ષેમ

કેમ ન ઉતારે ?' પ્રભો ! એ વખતે ખારવાઓ તો મને જોઇ ખીલા જેવા સજડ થઇ ગયા, અને ફરી કહેવા લાગ્યાઃ

'ભાઇ, આવા પ્રગટ પ્રભુનાં દર્શન કરવાનો લ્હાવ અમને ક્યાંથી મળે ? અમારાં એવાં ભાગ્ય ક્યાંથી હોય ? કે આ ધંધામાંથી છુટા થઇ પ્રભુનાં દર્શન કરી કૃતાર્થ થઇએઃ પૂર્વે ગુહ રાજાએ પોતાના નાવમાં શ્રીરામને બેસારી નદીને સામે તીર ઉતાર્યાઃ તેથી રઘુનંદન રામ પારાવાર પ્રસન્ન થયા; અને તે રાજાનું કલ્યાણ થઇ ગયું."

આમ વાતચીત કરતાં કરતાં અમને તેઓએ મુંબઇ પહોંચતા કર્યાઃ મુંબઇના બારામાં પગ મૂકતાં જ મને લેવાને માટે મારા જોધમલ જેવા ચાર દીકરા, આલો, લાખો, હમીર, ને ભગો, મારી વાટ જોતાં ઉભા હતાઃ ખારવાને મુખે, બનેલો બનાવ સાંભળી, અને મારો નવો અવતાર જાણી દીકરાઓ ગળગળા થઇ ગયા, અને ખારવાઓને તેમણે ભારે શિરપાવ આપ્યોઃ અમે ઘેર પહોંચ્યાઃ મુંબઇ આવ્યા મને સાતેક દિવસ થયા હશે, ત્યાં રાત્રિએ સ્વપ્નમાં મને જણાયું કેઃ

'નાગદાન, તારે દર્શનની ઇચ્છા હોય, તો તું ભટવદર આવજે'—સ્વપ્નમાં આવું સાંભળતાં, હું બીજે દિવસે બંદર ઉપર આવ્યો, અને ત્યાં નાવની વાટ જોતો ઉભો; ત્યાં તો તેજ નાવ મને સહજ મળી આવ્યું, અને તેમાં હું ચડી બેઠોઃ પ્રભો, એ વખતે આ ખોળીયું નાવમાં બેઠું હતું, અને પ્રાણ તો પ્રથમથી જ તમારી પાસે પહોંચ્યા હતાઃ નાવ સમુદ્રમાં ઝીકયે જતું હતું, અને હું પણ તમારૂં સ્મરણ કરતો—'સાગરનો કાંઠો ક્યારે આવે અને પ્રભુનાં દર્શન થાય—'એ અભિલાષાએ ત્યાં નવનવા અનેક ઘાટો ઘડતો બેઠો હતોઃ તેવામાં મને માત્ર આઠ દિવસમાં મુંબઇથી પાછો વળતો જોઈ ખારવાઓએ કુતૂહલથી પૂછ્યું, 'કાં ભાઇ, આમ અચાનક પાછા ક્યાં ચાલ્યા ?' મેં કહ્યું, 'દેશમાં'—'કેમ ?' "મારા અંતર્યામી ભગવાન ભટવદર પધાર્યા છે, તેમનાં દર્શને હું જાઉં છું."

"હે ભાઇ ભલા થઇ અમને પણ તમારા પ્રભુનાં દર્શન કરાવો ! અમે તમારો જરૂર પાડ માનશું, અને આખો અવતાર તમારા ઓશીયાળા થઇ રહેશુ"–ખારવાઓએ અંતરથી ઉભરાઇ જતા પ્રેમના ઉભરાથી કહ્યું:

મેં કહ્યુ: "જો તમારે પ્રગટ પ્રભુને પિછાનવા હોય, ભુંડા ગર્ત્ત જેવા ગંધાતા ભવનાં અગાધ જળ તરવાં હોય, સંસારની ચક્કીમાં પીસાતાં બચવું હોય, અંતરમાં તેજના અંબાર ભરવા હોય, અને અક્ષરધામને પામવું હોય, તો ભલે ચાલો મારી સાથે: આવો મોકો ફરી વખત નહિ આવે."

તુરત ખારવાઓએ નાવને જોશભેર ધપાવ્યું: થોડીવારમાં શિયાળકોટ આવી પહોંચ્યું: અમે બધા નીચે ઉતર્યા: હરખાતે હૈયે બધાયે ભટવદરનો રસ્તો લીધો: અને અહીં આવી આપના દર્શનનો અલૌકિક લાભ લીધો: કરૂણાનિધાન ! કરૂણા કરી મને જળસિંધુમાંથી બચાવ્યો, તેમ મને ભવસિંધુમાંથી બચાવજો."

ઉપર પ્રમાણે પોતાનું બ્યાન પૂરૂં કરતાં **નાગદાન** મહારાજનાં ચરણમાં આળોટવા લાગ્યો, અને ચરણ રજને માથે ચડાવી.

સૌ સભા નાગદાનનો ઈતિહાસ સાંભળી ચકિત થઈ, અને ધન્ય ધન્ય'ના ઉદ્ગારો કાઢવા લાગી.

મહારાજશ્રીએ નાગદાનને માથે કમળદળ સમા કોમળ બે હાથ મૂકયા અને બોલ્યા:

"નાગદાન, न मे भक्तः प्रणश्यति–મારો ભક્ત નાશ પામતો નથી–સાધુ, સંતો અને ગૃહસ્થ હરિજનોનાં પરિત્રાણ–સંરક્ષણને માટે જ ભગવાનનાં જગત ઉપર વિચરણ થાય છે."

ક્ષણ બાદ શ્રી હરિએ બેઉ ખારવાને પાસે બોલાવ્યા: પ્રભુએ તેઓને પ્રેમથી હાથ ઝાલી ઉભા કર્યા: તેમનાં ભાગ્યની શી સીમા ? ખારવાઓએ વર્તમાન લીધાં, અને સત્સંગી બન્યા: સુખ

સિંધુ શ્રીહરિએ, મરક મરક હસી બન્ને ખારવાને એ વખતે જરીયાની રેટા બંધાવ્યા.

નાગદાન ખારવાઓ સાથે પ્રભુની આજ્ઞા લઈ, દર્શન કરી, સીધાવ્યો; અને પોતાને ઘેર પહોંચ્યો.

"રામુ, કમાડ ઉઘાડ." ઘેર પહોંચતા **નાગદાને** ખડકી ખખડાવી.

"મા, મા, મારા દાદા આવ્યા"–એમ હર્ષભેર કુદતો કુદતો બારણું ઉઘાડવા રામુ દોડયો: બારણું ઉઘાડતાં જ નાગદાનને જોઇ રામુ ગળે બાઝી પડયો: નાગદાને રામુને તેડી લીધો, અને છાતી સરસો ચાંપ્યો: પૌત્ર પ્રેમને લીધે બેચાર ચુંબનો લઇ રામુને ગુંગળાવ્યો: "તમે તો દરિઆમાં, દાદા, બુડી ગયા'તા ખરૂં કે?" –રામુએ કહ્યું.

"હા, બેટા, પણ તેની તને કયાંથી ખબર?"

"મને સ્વામિનારાયણ ભગવાને કહ્યું હતું: દાદાખાચરને પરણાવવા જતા, વચમાં અહીં પ્રભુ ઉતર્યા હતા, ત્યારે મને બોલાવી તેમણે કહ્યું હતું–"રામુ, તારા દાદાને અમે સમુદ્રમાંથી ડૂબતા બચાવ્યા છે હો."

"હા રામુ, આ વખતે પ્રભુએ જ હેમખેમ રાખ્યા છે, નહીંતર રાજુલાના ઝાડવાં ન જોવાત!"

નાગદાનને જોઇ રામુ અને રામુની માને આનંદ આનંદ થઈ રહ્યો.

❧

# કુશળભટ્ટ

"બા, ઉભાં રહો, આ નમણ લેતાં જાવ."

વડોદરાના શિવમંદિરમાં પિનાકધર પાર્વતીપતિ **પ્રથમનાથ** મહાદેવના દર્શન કરી પરભાર્યાં પાછાં વળતાં સદાશિવરાવનાં ધર્મપત્નીને નિહાળી વૃદ્ધ પૂજારીએ ઉપર પ્રમાણે કહ્યું.

"પૂજારી મહારાજ, શરીરે તો ઠીક રહે છે ને ?"–પડશાળની એક બાજુએ ઉભાં રહી, પૂજારીએ આપેલાં નિર્માલ્યને આંખ્યોમાં ચાંપી રાવનાં ગૃહિણી બોલ્યાં.

"બા, તમારા પ્રતાપે હવે કંઇક સારૂં રહે છે."

—વળી, નિર્બળતાને લીધે ઉધરસ ખાતાંખાતાં પૂજારી બોલ્યો—

"બા, મોટાં ઘરનાં માનવી થઇ મારા સરખાં રંક જનની આટલી ખબર–અંતર પૂછો છો અને સંભાળ લ્યો છો, એ શું ઓછી વાત છે ? પ્રથમનાથ ભગવાન તમારૂં ભલું કરે બા ! તમારૂં એવાતન અખંડ રાખે ! મારી તમને એ અંતરની આશિષ છે."

* + ×

સંગીતનો સ્વર સાંભળતાં ચકિત હરિણી જેમ સ્વર સન્મુખ ધસે, તેમ ચંચલ ગતિથી રાવનાં પત્ની પૂજારીનાં શુભાશિષ લઇ

પગથીઆં ઉતરી નીચે આવ્યાં, અને જે બાજુ મધુર સંગીત સમો સ્તોત્ર–પાઠ સંભળાતો હતો, ત્યાં જઇ ઉભાં રહ્યાં. જોયું તો—

—અખંડ અષ્ટાંગ યોગના સેવનથી જેની કાયા કૃશ બની છે; સ્વામિનારાયણના નામ–રસાયનના સેવનથી જેની કાંતિ ઝળકી રહી છે, જેની સન્મુખ લાલજીની બાળ મૂર્ત્તિ શોભી રહી છે, એવા નારાયણ પરાયણ બનેલા કોઇ બાળ યોગીન્દ્રને જોઇ દેવી નમ્યાં: અને મનમાં અભિલાષા જન્મી–'આવા યોગીન્દ્ર જો મારે ત્યાં જમવા પધારે, તો હું કૃતાર્થ થાઉં, અને પૂર્ણ ભાગ્યવંત મનાઉં,' એવો સંકલ્પ કરી સદાશીવનાં પત્ની બોલ્યાઃ

"બ્રહ્મકુમાર, આપનો દેશ ?"

"ઇડર પ્રાંત."

"ગામ ?"

"ટોડલા."

"નામ ?"

"કુશળભટ્ટ."

"આપનો વ્યવસાય ?"

"વિદ્યાભ્યાસ."

જાણે પૃથ્વીનાં પડને હમણાં સોંસરૂં વીંધી નાંખશે, એવી તીવ્ર દ્રષ્ટિ નમાવી બ્રહ્મકુમારે ઉત્તર આપ્યોઃ

"બ્રહ્મદેવ, કાલે મારે ત્યાં પધારી મારી રંકની કુટિર પાવન કરો; અને આ અબળાનું આતિથ્ય સ્વીકારી, તેનો મનોભિલાષ પૂર્ણ કરો:"–ભક્તિ ભાવથી ભીંજાતા હૃદયે સદાશિવનાં પત્નીએ કહ્યું.

" તમે આ હેમવર્ણી લાલજીની મૂર્ત્તિ જોઇ ? એને નિત્ય સવા શેર ઘીનો શીરો જમવા જોઇએ છીએ: એ તમારાથી અપાશે ?"–શ્રદ્ધામુખીની શ્રદ્ધાનું માપ કાઢવા તીર જેવો તીખો પ્રશ્ન બ્રહ્મકુમાર કુશળ ભટ્ટે કર્યો.

"જો મારા ગૃહાંગણના અણમૂલાં અતિથિ બનીને રહો, તો હું નિત્ય નવનવી રસોઇ નીપજાવું : લાલજીને પ્રીતે પધરાવું : પ્રભુને ખંતે ખવરાવું." રાવનાં પત્નીનો સ્નેહયુક્ત ભક્તિભાવ પ્રગટ થયો.

"જો મને આમંત્રવા તમારા સાભાગ્ય દેવને મોકલશો, તો જ મારાથી તમારે ત્યાં અવાશે."–સત્તાવાન અવાજે બાળયોગીન્દ્રે જણાવ્યું.

"મારા સૌભાગ્યનાથ તમને નિમંત્રણ આપવા જરૂર અહીં પધારશે, અને આપની સંપૂર્ણ સંભાવના કરી અમ સદનમાં તમને પધરાવશે."—એમ પતિપરાયણા પ્રત્યુત્તર આપી પોતાના ગૃહ પ્રતિ વળી.

× + ×

આજે તે બાળયોગીન્દ્ર સદાશિવરાવનાં ગૃહાંગણે ઉભા છેઃ પત્ની સહિત સદાશિવરાવ અતિથિને અર્ધ્યદાન આપી રહ્યાં છેઃ આનંદનાં ઓઘ ઉભરાઇ રહ્યાં છેઃ યોગીન્દ્ર પણ દંપતી ઉપર આશીર્વચનો વર્ષાવી રહ્યાં છેઃ વિદુરના ઘેર કૃષ્ણ પધારવાથી જે આનંદ વિદુરે અનુભવ્યો હતો, તેથી શતાવધિ આનંદ આજે પતિ પત્ની અનુભવી રહ્યાં છેઃ એ આનંદાનુભવનું વર્ણન કોણ કરી શકે ?

રાવની પત્નીએ સુંદર, સ્વચ્છ, સરસ ભોજન ત્વરિત ગતિએ તૈયાર કીધુંઃ યોગીન્દ્ર જમવા પધાર્યા, સામે લટકાળી લાલજીની મૂર્તિ પાટલા ઉપર પધરાવીઃ બાજુએ સદાશિવરાવ યોગીન્દ્રના આગ્રહથી જમવા બેઠાઃ હર્ષ ઘેલાં ગૃહદેવીએ ચતુર્વિધ અન્નની રસ સામગ્રીથી ભરપૂર લીલી ધ્રો જેવાં લીલાંછમ નયનરંજક કેળનાં પાતલ પિરસ્યાં, એક લાલજીને મૂકયું, બીજું યોગીન્દ્રને, ને ત્રીજું સદાશિવરાવને મકયું: યોગીન્દ્રે દંપતિનો આવો અનન્ય ભક્તિભાવ જોઇ તેઓને દિવ્ય દ્રષ્ટિ આપી; એ દીધેલાં દાનના પ્રભાવથી તત્કાળ તેમને જ્ઞાન ચક્ષુ પ્રગટ થયાં, અને તે ક્ષણે

પ્રત્યક્ષ શ્રી હરિની મૂર્તિને જમતાં જોઇ આનંદ રસમાં લીન બનેલાં એ નરનાર, પોતાના દેહનું ભાન ભૂલી ગયાં: શ્રુતિ જેને નેતિ નેતિ કહી વિરમે, એવા અક્ષરાતીત સહજાનંદ સ્વામિને સાક્ષાત આરોગતાં નિહાળી ધણી ધણીયાણીના ગાત્ર પુલકિત બનવા લાગ્યાં, હર્ષથી છાતી ફૂલવા લાગી, આંખે આનંદની અશ્રુધારા ચાલવા લાગી: ક્ષણવાર દંપતી રસબસ બની રહ્યાં: તેવામાં, કુશળ ભ‍ે દિવ્ય દ્રષ્ટિ ખેંચી લીધી, અને જોત જોતામાં શ્રી હરિની મર્તિ અદશ્ય થઇ: છતાં, એ દર્શનનો તરવરતો તનમનાટ દંપતીના હૃદયમાંથી અદશ્ય ન થયો: ત્યારથી એ નરનાર સ્વામિનારાયણના પરમ આશ્રિત બની રહ્યાં; તે દિવસથી આરંભી એક માસ સુધી, ઉત્તમ સ્થાનકે નિવાસ કરાવી સદાશિવે કુશળ ભટ્ટને પ્રેમથી રાખ્યા, અને યોગીન્દ્રે પણ એક માસ સુધી ભોજન સમયે શ્રીજીના દર્શન કરાવી દંપતીનાં મનોભિલાષ પૂર્ણ કરાવ્યા.

આભના એક છેડાથી તે બીજા છેડા સુધી જેમ વીજળીનો ઝબકારો પ્રસરે, તેમ વડોદરા શહેરના એકેએક લત્તામાં બાળયોગીન્દ્ર કુશળભટ્ટની સમાધિવિષયક વાતચીત પ્રસરતાં અનેક ભાવિક ભકતો યોગીન્દ્રને દર્શને આવવા લાગ્યાં; સદાશિવને દ્વાર ભીડ મચવા લાગી: વડોદરા નગરીના માનવીયો સદાશિવના ન્હાનાશા ફળીયામાં ઉભરાવા લાગ્યાં; રાજદરબારમાં પણ આ વાત છાની ન રહી.

× × ×

"આખા શહેરમાં પેલી વાત પ્રસરી રહી છે, તે શું વજન વાળી છે? કુશળભટ્ટ કરીને કોઇ બાળયોગીન્દ્ર આવ્યા છે, કે જેમના દર્શન માત્રથી હજારો જનોને સમાધિ થાય છે, એવું રાજગઢમાં મેં પણ સાંભળ્યું છે, તો તે શું સાચી વાત છે? તમે તપાસ કરજો: જો સત્ય હોય, તો વેળાસર જણાવજો: જેથી હું એ યોગીન્દ્રના દર્શન કરી મારા આત્માને પાવન કરૂં, અને

તેઓનો આશ્રિત બની કૃતાર્થ થાઉં,"–એવું પોતાના કાકાશ્રીને કહી વડોદરાના શ્રીમન્ત સયાજીરાવ સરકાર પોતાના દેવગૃહમાં પૂજાવિધિ કરવા સીધાવ્યા. ત્યારબાદ શ્રીમન્તે કુશળભટ્ટ માટે ફળ ફુલનો ઉપહાર એક થાળમાં ભરી મોકલી આપ્યો. કુશળભટ્ટે તેનો સ્વીકાર કર્યો, અને તેમાંની પ્રસાદી રાજગઢમાં મોકલી.

× × ×

રાજ મંદિરના ભવ્ય દિવાનખાનામાં બાળયોગીન્દ્ર કુશળભટ્ટે આપેલી પ્રસાદી રૂપ ફળફુલની ટોપલી ગોળ ટેબલ ઉપર મુકી કાકાશ્રી બહાર ગયા છે, તેવામાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સમા ચાર રાજકુમારોએ રમતાં રમતાં દિવાનખાનામાં આવી બાળ–ભાવથી પડેલી ટોપલીમાંથી એકેકું ફળ ઉંચકી લીધું, અને મુખમાં મૂકયું: મૂકતાં જ કુમારોને સમાધિ થઇ! અચેતન બનેલા કુમારો ચત્તાપાટ પૃથ્વી પર પડયાં! આ સ્થિતિ નિરખતાં આસ-પાસ કુમારોને વીંટાઇ ઉભેલો સેવક–વૃંદ ભયભીત બન્યો! અને ધ્રૂજતે હૈયે સયાજીરાવ સરકારની સન્મુખ દોડયો: મહારાજાને વિનંતિ કરી–"પ્રભો, કાકાશ્રી જે ફળની ટોપલી લાવ્યા હતા, તે ફળના ભક્ષણથી કુમારો મરણતોલ સ્થિતિમાં પડયાં છે!"–વજ્ર-પાત સમી ભયંકર વાત સાંભળી નરેશ દોડયા: જ્યાં કુમારો પડયાં છે, ત્યાં આવી ઉભા: મહારાજાએ પુત્રોને ઢંઢોળ્યા: છતાં જાગ્રત થયા નહિ: ત્યારે કુશળભટ્ટને બોલાવવા કાકાશ્રીને મોકલ્યા: સન્માન પુરઃસર કુશળભટ્ટને કાકાશ્રી બોલાવી દિવાનખાનામાં આવ્યા: અને શ્રીમન્ત જ્યાં વિરાજી રહ્યા છે, ત્યાં આવી ઉભા: વિનયવંત મહા-રાજાએ ઉભા થઇ કુશળભટ્ટનો સત્કાર કર્યો: સામેના કોચ ઉપર બેસાર્યા: અને કહ્યું: "યોગીન્દ્ર, આ કુમારો આપના ફળ–ભક્ષ-ણુથી મૃતઃપાય બની પૃથ્વી પર પડયાં છે, એ વાસ્તે આપને બોલાવવા પડયા છે."

"રાજન્, એ મૃત્યુવશ બન્યા નથી, પરંતુ, નિર્વિકલ્પ સમાધિ અનુભવી રહ્યાં છે."

એમ હસ્તે વદને યોગીન્દ્રે કહ્યું.

તત્કાળ સરકાર સમક્ષ તેણે કુમારોને જાગ્રત દશામાં આણ્યાં:

મરતાંને અમૃત મળવાથી જે આનંદ થાય, તે આનંદ કુમારોને દેખી વડોદરા નરેશને થયો: કુતૂહલથી નરેશે પૂછ્યું: " કુમારો, કયાં હતાં ?"

"અમે તો અક્ષરધામમાં હતાં: ત્યાં દિવ્ય સિંહાસન ઉપર સ્વામિનારાયણ ભગવાન બિરાજે છે: અને તેમની સમીપમાં ભગવાં વસ્ત્રથી વિભૂષિત આ બાળયોગીન્દ્ર કુશળભટ્ટ પણ બેઠા છે, એવું અમે જોયું."

કુમારોના મુખથી આવી સુંદર વાત સાંભળી શ્રીમન્ત સયાજીરાવ મહારાજા ઘણા સંતુષ્ટ થયા, અને તે ચમત્કારથી તેઓ શ્રીજીનાં તથા કુશળભટ્ટ (ગોપાલાનંદ સ્વામી)ના આશ્રિત બન્યા.



# ફુલમાળ

"બાપુ, બાપુ, ઉઠો ! આપણી ફુલમાળને કાંઇક થઇ ગયું."

એવાં અશ્વપાલના મુખમાંથી સમાચાર સાંભળતાની સાથે જ, શંકરની જળાધારીમાંથી જેમ જળ ટપકે, તેમ અશ્વપાલની આંખોમાંથી દડ દડ પડતી આંસુની ધાર જોઇ, બોટાદ ગામના ધણી દરબાર દાદા ખાચર દાયરામાંથી સફાળા ઉઠયા.

તૈયાર થયેલો લાલ ટસર કસુંબો કસુંબાને ઠેકાણે રહ્યો: દાયરામાં બેઠેલા ચારણોના મુખમાંથી વહેતો લલિત કાવ્યોનો પ્રવાહ અચાનક બંધ પડયો: ભીંતપર આલેખેલાં ચિત્રની પેઠે દાયરો સ્થંભિત થઇ રહ્યો !

દરબાર ઉપડતે પગે, ઢળકતી ઓસરીથી ઓપતા ઉગમણા બારના ઓરડામાં, જ્યાં ફુલમાળ પડી છે, ત્યાં આવીને ઉભા રહ્યા: જોતાં વેંત જ જણાયું, કે ફુલમાળ છેલ્લે ડચકે આવી રહેલી છે :

પોતાની ફુલમાળને બે ઘડીની મહેમાન જાણી, દરબારનું હૈયું ભરાઇ આવ્યું : આંસુભીની આંખે પોતાનો હાથ લંબાવી, "બાપુ ફુલમાળ ! કેમ છે ?" એમ કહી પંપાળવા લાગ્યા.

ડોલરના ફુલ જેવી કાયાને ડોલાવતી, મરતાં મરતાં પણ કાળી ભમ્મર જેવી આંખોથી ધણીને એકીટશે નિહાળતી, લાંબી શી કેશરાશિને ધૂળમાં રગદોળતી, બાપુની પંખણી પલવારમાં

પગ પછાડવા લાગી : મુખે ઓઝ આવ્યાં : અને જોતજોતામાં તો લીંબુની ફાડ જેવા ડોળા નીકળી પડયા: ફુલમાળ પરલોક સિધાવી:

સાથોસાથ દરબારગઢમાં રડારોળ થઈ રહી !

*            *            *

આ વખતે શ્રીજી મહારાજના દર્શનાર્થે કારીયાણીએ જતાં, સદ્‌ગુરૂ વ્યાપકાનંદ સ્વામી દાહા ખાચરના દરબારની મેડી ઉપર ઉતરેલા હતા; અને આંખો મીંચી મહારાજનું ધ્યાન કરતા હતા; એવામાં અચાનક ધ્યાનમાંથી ઝબકી પાસે બેઠેલા પાર્શ્વકને પૂછ્યું:

" વહ કૌન રોતા હય ?"

" દયાળુ ! દરબારની આભમાં ઉડતી પંખણી સરીખી ઘોડી, જે દરબારના શ્વાસ સમી હતી, તે આજે અચાનક મરી ગઈ; તેથી દરબારગઢમાં કાળો કકળાટ થઇ રહ્યો છે: બાપુ ! કાઠી દરબારોને પોતાનાં ઘોડાં દીકરાથી યે અધિક વહાલાં હોય છે ! પોતાની વ્હાલેરી ફુલમાળનો વિયોગ થવાથી દરબારને મન આભ ત્રુટી પડયું છે: દાહા ખાચરનું દરીઆ જેવું દિલ આજ વલોવાયું છે: સ્વામી ! વધુ શું કહું ! દરબાર હીબકા ભરી ભરી રૂવે છે !"

પાર્શ્વકે સર્વ હકિકત નિવેદન કરી.

તે સાંભળી વ્યાપકાનંદ સ્વામીનું હૃદય પીગળી ગયું; તરત જ "સ્વામિનારાયણ"નું નામ લઈ, ઉભા થઇ, પોતાની લાકડી ગ્રહણ કરી બોલ્યા :

" અચ્છા, સબ સુન લીયા, ઔર સમજ લીયા : ચલો મેં ઉધર આતા હું, યહ વડવા (ઘોડી) દેખનેકું મંગતા હું."

એમ કહી પાર્શ્વકની સાથે મેડી ઉપરથી સ્વામી નીચે ઉતર્યા.

×            ×            ×

**બીજી તરફ ઉગમણા બારના ઓરડામાં રડારોળ થઈ રહી છે.**

"બાપ ફુલમાળ! હરીયાળી ચાલે હીંડતી! મુંને જોતાં હણહણતી! હજારૂ ઘોડામાં આગળ ધપતી! પવનવેગી ઘોડાનાં પણ પાણી ઉતારતી! એવી બાપ તું! જ્યારે દરબારોના ભરચક દાયરાઓમાં વખણાતી, ત્યારે મારી છાતી ગજગજ વા ફુલાતી."

આ પ્રમાણે લમણે હાથ દઈ બોલતા દાહા ખાચર વિચારનિમગ્ન બેઠા છે; ત્યાં પાર્શ્વકે ઉતાવળા ઉતાવળા આવી સમાચાર દીધા કે—"બાપુ! બાપુ! સ્વામી પધારે છે." એ શબ્દ સાંભળતાં જ દરબાર સાવધ થઇ ધૈર્ય ધારણ કરી ઉભા થયા; અને "પધારો પધારો—સ્વામિ!" કહી આંસુભરી આંખે સ્વામીની સંભાવના કરી.

સ્વામીએ દરબાર સામું જોઈ પૂછ્યુંઃ "કયા હય?"

પાર્શ્વકે કહ્યું: "જુઓ સ્વામી! આ ઘોડી મરી ગઈ!"

સ્વામીએ પોતાની લાકડીથી ઘોડીના અંગ પ્રત્યંગને ચીંધતાં કહ્યું:

"ઉસમેં કયા મર ગયા હય? યહ મુંહ, યહ આંખ, યહ કાન, યહ પગ, સબ હૈયાત હય, દેખનેમેં સબ આતા હય."

આમ કહી સ્વામીએ લાકડી અડાડતા વેંત જ ફુલમાળ, પાંખો ફફડાવતી જેમ હંસણી ઉભી થાય, તેમ હણહણાટ કરતી ઠેકીને ઉભી થઇ.

દરબારગઢમાં આનંદ-આનંદ થઇ રહ્યો.

* * *

આજે કારીયાણામાં માચા ખાચરના દરબારમાં શ્રીજી મહારાજ સભા ભરીને બેઠા છે, ને પોતાના હરિજનોને વચનામૃતનું પાન કરાવી રહ્યા છે; મહારાજના મુખચંદ્રને જોઇ સર્વ સભાજનોના હૃદયકમલ પ્રફુલ્લિત થઇ રહ્યાં છે; તેવામાં બોટાદથી વ્યાપકાનંદ સ્વામી આવી, સભામાં મહારાજને સાષ્ટાંગ પ્રણિપાત કરવા લાગ્યા.

શ્રીજીમહારાજ સ્વામિને આવેલા જાણી અવળું જોઇ ગયા

આવું દશ્ય જોઇ સ્વામિ ગળગળા થયા : તેવામાં મહારાજે સામું જોઇ હાકોટીને સ્વામિને કહ્યું:

"તમે તો હવે ભગવાન થયા ખરૂં કે? તમે દાદા ખાચરની ઘોડી સજીવન કરી, ખરૂં ને?...આથી અમારો તમારા ઉપર રોષ પ્રકટયો છે!"

વ્યાપકાનંદ મુનિ આંસુભરી આંખે, અને ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા:

"દયાળુ! મેરા યહ અપરાધ ક્ષમા કીજીએ, મેં આપકા દાસ હું: જબ મેં દાદા ખાચરકા દરબારમેં થા, તબ મેરા જીય એ દશ્ય દેખકે બહુત અકુલાયા થા, કુચ્છ નહીં સોહાતા થા. યહ કારણ કુચ્છ જીય બ્રહ્માંડમેં ચલા જાતા થા, વહ જીયકું પકડકર આપકી કૃપાસેં ઘોડીકી ભીતર ડાલા થા: યહ રીતસેં અપના દરબારકા ચિત્ત ઘોડી સજીવન કરેંકે સંતુષ્ટ કીયા થા: હમારા યહ અપરાધકી ક્ષમા કીજીએ, કૃપાનિધાન!"

આવું વર્ણન સાંભળી, કરૂણાનિધાન શ્રીજીએ કહ્યું:

"મુનિવર! આ કલિ કાલમાં આવું અમાનુષિક કર્મ કરશો અને મુએલાને જીવાડશો, તો રાજા મહારાજાઓ તરફથી અનેક ઉપાધિઓ ઉત્પન્ન થશે, અને ભગવત્ ભજનમાં વિઘ્ન ઉત્પન્ન કરશે, માટે હવે આજથી પ્રતિજ્ઞા લ્યો, કે હવે કોઇ દિવસ આવું કામ કરીશ નહીં."

સ્વામીએ મહારાજની સમક્ષ જળ મૂકયું અને કહ્યું:

"મહારાજ! લ્યો યહ મેરી પ્રતિજ્ઞા હય, યહ મેરા શપથ હય, અયસા કામ મય કભી નહીં કરૂંગા."

મહારાજ અતિ પ્રસન્ન થયા.



# નિશ્ચય

"એ દરબાર, હવે આંખ્યુ ખોલો કંઇક આંખ્યું! આ તમારા બાપદાદાનું નામ બોળાવા બેઠું, એભલ ભા!"—ઝોલે ચડેલા દુર્ગનગરના દેવ જેવા પૂજાતા દરબાર એભલ બાપુને આંખનો ખૂણો લાલ કરી ગઢવીએ ધમધમાવી કહ્યું.

"બા, ગઢવા, છે શું? આજ આમ અણમણા થઇ મોઢું ઉતારી કાં બોલો બા?"—ઘેલા નદીના ધૂના પાસે આવેલા, માથાઢંક ઉભેલા, સોનાની સળી જેવાં ખડને વઢાવતાં, અને પાસે બેસી પૂળા વળાવતા એભલ બાપુએ પાસું ફેરવી જીવુભાના ગઢવીને કહ્યું.

"બાપુ,-કાઠી કોમમાં લાખ લાખ રૂપીઆનું ગણાતું ઘર આજ કાખનું થવા બેઠું, અને દાદા બાપનું સંઘરેલું કીર્તિ-ધન, આપા, ઢોલે વાગતું જાવા બેઠું. હવે આંખમીચામણાં ક્યાં સુધી કરવાં છે?" ચકોર-ચારણે પોતાની ચાતુરીની જાળ આબાદ પાથરવા માંડી.

"ભણે ગઢવી, બા, કેવાનું હોય તે કહી દે, આમ મોણ ઘાલી વાતું કાં કર અને નકામું માથું કાં ખા, ચારણ!" બે હાથે આંખ્યું ચોળતાં અને બગાસાં ખાતાં એભલભાએ કહ્યું.

"બાપુ, સુરદેવના સમ ખાઇ કહું છું, કે આખી કાઠ્યમાં આમ વાતું થાય છે, કે એભલ બાપુના દરબારમાં બાયું ભેગા સ્વામિનારાયણ પડયા પાથર્યા રે' છે લ્યો! બાપુ, આવું ગામે-

ગામ સાંભળતો આવું છું અન્નદાતા !"

"હેં ગઢવા, આ સાચી વાત ?"

"હા, બાપુ." દેવીપુત્રાએ ઉંકરાટો ચડે એવા દરબારને બરછીની જેમ વેણુ મારી આરપાર ઉતારવા માંડયા.

ગઢવાની વાત સાંભળી એભલ ખાચરની આંખ્યમાં કમકમા આવ્યાં, અને ક્રોધથી અંગો ફરકવા લાગ્યાં, અને કાનની બુટીયું કંપવા લાગી, અને તરતજ ઢીંચણુ ભરીયાં થઇ દુર્ગપુરના ડાયરાના ધણીએ ભવાં ચડાવી તરવારની મૂઠ ઉપર હાથ નાખ્યો, અને આઘે પડેલી ગેંડાની ઢાલ ઉંચકી પોતાની ઢુંકડી કરી.

ગઢવીએ વાત ચલાવીઃ "બાપુ, ઘોડાં જાય, ગરાસ જાય, ગામ જાય, વહાણુ જાય, એ સૌ પાછાં કોઇ દિવસ આવે; પણુ નખ જેટલું નાક જાય એ ફરી પાછું ન આવે હો !" ગઢવીએ ધુંધવાતા અગ્નિમાં ફડકડ ફુંક મારી.

વાત સાંભળતાં જ આંખમાંથી લાલ અંગારા વરસાવતા એભલખાચર ઉભા થઇ, ઢાલ તરવારને લઇ ઉતાવળા ચાલી સ્વામિનારાયણુને મારવા દરબારગઢની ડેલીની દોઢીએ વાટ જોતા બેઠા.

× × × ×

"હ્યો, મોટીબા, હવે અમે જશું." ચાંદી જેવા ચળકતા ઓરડામાં બેઠેલા શ્રીહરિએ કહ્યું.

"પ્રભુ, તમે આ પાછળના માર્ગથી પધારો તો ઠીક." મોટીબા બોલ્યા.

"મોટી બા, 'अद्वारेण न निर्गम्यम्'–એ અમારો ખાસ નિયમ છે. તો એ નિયમને અમારે અનુસરવું જોઇએ, સમજ્યાં કે. માટે અમે મોટે રસ્તેથી જશું." શ્રીહરિએ ખુલાસો કર્યો.

"પણુ પ્રભુ, ત્યાં એભલ બાપુ તમને મારવા બેઠા છે. માટે આ તરફથી સિધાવો તો સારૂં."–મોટીબાએ ગળગળા થઇ કહ્યું.

"મોટી બા, મારવું અને જીવાડવું એ કોના હાથમાં છે ?— 'मद्भयात् वाति वातोऽयं'—એ મહાવાક્ય ભૂલી ગયાં કે ?"—એમ કહી શ્રીજી હસ્યા.

"હા મહારાજ, એતો સાચું. જેની ભ્રુકુટિના ભંગથી આખું ત્રિલોક ભસ્મીભૂત થાય, એને ડરતો કોઇનો ન હોય." એમ વદી મોટીબાએ મહારાજને જવાની રજા આપી.

મહારાજ, જેવા દરબારની ડેલીએ પહોંચ્યા, તેવાજ ઢાલ તરવાર લઇ એભલ ખાચર ગરૂડની જેમ ઉડી મારવા દોડયા. એ વખતે મહારાજે એક તીવ્ર દષ્ટિ ફેંકી; ત્યાં તો ઢાલ તરવાર દરબારના હાથમાંથી જોત જોતમાં પડી ગયાં; મહારાજની ત્યાં ચતુર્ભુજ મૂર્ત્તિ દરબારે દેખીઃ દરબાર વિમાસણમાં પડ્યાઃ પોતાના નેત્રો મીંચી ગયા. અને મનમાં વિચારવા લાગ્યા—ત્યાં તો—

"દરબાર, અમને ઓળખો છો ?" એ પ્રમાણે ચતુર્ભુજ મૂર્ત્તિએ કહ્યું.

એભલખાચર મટકું માર્યા વિના ફાટી આંખે મૂર્ત્તિ સામું ટગર ટગર જોઇ રહ્યાઃ ત્યાંતો મહારાજે ચલાવ્યું, "દરબાર, તમારી મોટી આઇમાનું નામ રાણદેબાઇ કે ?—અને—તમારા દાદાનું નામ ઉનડખાચર કે ?"

એભલખાચરે હા ભણી.

"એ તમારી મોટી દાદીમાનું કહેવું કંઇ તમને યાદ છે ?" શ્રી હરિએ કહ્યું.

"હા, મારી આઇમા કહેતાં હતાં કે નીલકંઠ નામે ભગવાન પૃથ્વીમાં અવતાર ધારણ કરશે; પણ ઉભા રહો, પ્રથમ કહો, તમારૂં નામ ?"

"અમારૂં નામ ? અહોહો દરબાર, અમારાં નામો છે અનેક, સમજ્યા ! કદાચ મેઘની ધારાઓ ગણાય, કદી આભમાં ચમકતા તારલા ગણાય, અને વખતે ધરણીનાં રજકણો નજર સોંસરવાં કઢાય,

પણ અમારાં નામો ન ગણાય! છતાં લ્યો, તોપણ કહીએ છીએ: અમારૂં નાનપણમાં હતું નામ ઘનશ્યામ; વનમાં વિચર્યા ત્યારે ગોપાળયોગીએ અમારૂં નામ રાખ્યું હતું નીલકંઠ; અને હાલમાં અમારૂં નામ છે સ્વામિનારાયણ. "–રૂની પુણી જેવાં ધવલ હાસ્યને પાથરતા મહારાજ બોલ્યા.

વાત સાંભળતાં દરબારનો ચકડોળે ચડેલો જીવ ખામણે આવ્યો, અને બોલ્યા: " મારી આઇમાનો અથથી ઇતિ સુધીનો ઇતિહાસ બધો વર્ણવો, તો હું તમને ભગવાન માનું. "–એભલ ખાચરે કહી નાખ્યું.

" વાહ દરબાર વાહ, હજુ અમારો નિશ્ચય થયો નહિ ? "

" નિશ્ચય તો થયો ખરો, પણ હજુ અધુરો ! જો પૂર્ણ માહિતિ આપો તો પરિપક્વ પ્રભુપણાનો નિશ્ચય થાય. "–દરબાર દિલમાં હતું તેવું બોલ્યા.

" ત્યારે તમારી આઇમાની હકીકત કહી દઇએ, તો અમારો નિશ્ચય થાય ? "

" હા, તો જરૂર થાય, પણ તમારી ને મારી આયમા રાણદે બાઇની વાત મળે તો જ. "–પુન: ચોકખી વાત દરબારે કરી.

" ત્યારે દરબાર સાંભળો:–તમારી દાદીમાના બાપનું નામ હતું માલો: એ આપો માલો દામનગરમાં રહેતો, અને તમારી દાદીમા ત્યાં મહીયરમાં માણવા અવાર નવાર જતા આવતા. "

ભાલાની અણી ભોંકાતા ભડપુરૂષનું હૈયું વીંધાય, એમ એભલ ખાચરનું વાત સાંભળતાં જ વજ્ર હૈયું વીંધાયું, અને વચમાં બોલી ઉઠયા: " હં મહારાજ, પછી ? "–

–" એ દામનગર અને પાડરશીંગાના માર્ગથી પૂર્વમાં અને ગામથી દક્ષિણમાં આવેલું ભગવાન પરશુરામના પૂજનથી પવિત્ર ધામ બનેલું કુંભનાથ મહાદેવનું એક દેવળ છે, જેની ખ્યાતિ

સોહામણા સોરઠ દેશમાં મશહૂર છેઃ એ શિવાલયમાં મેનનાથજી નામે એક સિદ્ધ પુરૂષ રહેતા, અને એ માણસના મનનું કળતાઃ એટલુંજ નહીં, પરંતુ શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં પણ પારંગત હતા, અને પૂર્વાશ્રમમાં એ મહા તપોનિધિ બ્રાહ્મણ હતા."

"એ મેનનાથજીના ગુરૂનું નામ?" વચમાં ઉતાવળીયા થઇ દરબાર ભભક્યા.

"દરબાર, ધીરા રહો ધીરા, સઘળું કહું છું" હસતી મુખ-મુદ્રાએ મહારાજ બોલ્યા.

એ મેનનાથજીના ગુરૂનું નામ આત્માનંદ સ્વામીઃ અને એ આત્માનંદજીના ગુરૂ ગોપાલ બ્રહ્મચારી, કે જેઓ વાલ્મીકિનો અવતાર મનાતા, અને દક્ષિણ સિંધુને કિનારે ગોપનાથ મહાદેવ છે, ત્યાં તેઓ સદાકાલ વસતા, અને તે સિદ્ધ યોગીન્દ્રે ઘણાં વરસો સુધી દેહ ટકાવી રાખ્યો હતો, એવા એ પ્રભાવશાલી હતાઃ લ્યો દરબાર, આ મેનનાથજીની ગુરૂપરંપરા કહી બતાવી, અને એ મેનનાથજીનો સમાગમ તમારી આઇમા રાણુદે બાઇને કુંભ-નાથજીના ભગ્નાવશેષ દેવળમાં થયો હતો."

વાત બરોબર મળતી આવતાં એભલ આચર આંખો મટ-મટાવવા લાગ્યા, અને માથું ધુણાવવા લાગ્યા.

ત્યાં વળી મહારાજે ચલાવ્યુંઃ "દરબાર, એ મેનનાથે તમારી દાદીમાને કહ્યું હતું, 'બેટા રાણુદે, કેમ આજકાલ ઉદાસ રહેતી જણાય છે?—ત્યારે બળતી આંખના આંસુડાં પાલવ વતી લૂછી રાણુદે બાઇ બોલ્યાં, 'મહારાજ, આપની દયાયે સર્વ વાતે સુખી છીએ, પણ ઘરમાં બાળો સાદ નથી, એટલી ખામી છે; એથી અંતર ઉદાસ રહે છે."—એમ કહેતાં કહેતાં ગળે ડૂમો આવતાં ગળ ગળા થઇ ગયાં, અને ધ્રુસકા મૂકી મૂકી રડી પડ્યા,' મેનનાથજીએ કહ્યું.

'બાઇ રડમા, તું તો સાક્ષાત સૂર્યના અંશથી જન્મી છો, અને તમારા પતિદેવ ઉનડ ખાચર, એ સાક્ષાત કર્ણનો અવતાર છે' જેને દુર્યોધને અંગદેશનો નરમણિ બનાવ્યો હતો, અને જેને કુરૂ-

પતિ જમણી ભુજા માની બેઠો હતો, પણ એણે દુર્યોધનનો પક્ષ રાખ્યો હતો, એથી એને સાત જન્મ લેવા પડ્યા; હવે અમારા સત્સંગથી આ જન્મે તેમનો મોક્ષ થશે.'–મેનનાથજીએ તમારા દાદા દાદીનો પૂર્વ ભવ આમ કહી બતાવ્યો. ત્યાં વચમાં તમારી આઇમા બોલ્યાં: 'મહારાજ તમે કોણ?'

'બેટા રાણદે, હું દ્રોણાચાર્યનો અવતાર છું, દુર્યોધનનાં પાપથી મારે પૃથ્વીમાં જન્મ લેવો પડ્યો છે, હવે પ્રગટ પ્રભુ નીલકંઠ નામે ભગવાનના ભજનથી મારો મોક્ષ થશે; બેટા, તારો પણ થશે: પુત્રિ, ગભરામાં, જા મારૂં વરદાન છે, નવ માસે તને પુત્ર થશે; અને એ તારો પુત્ર બે બ્હેનોનો બંધવો બનશે, અને એ પુત્ર વૃષકેતુનો અવતાર હશે, તેનું બાવો એવું નામ પડશે. બેટા, સાંભળ, જો તમારા દરબારગઢની ગૌશાળાના ફળીયામાં જ્યાં પીપળાનું વૃક્ષ છે, ત્યાંથી બત્રીશ હાથને છેટે નીલકંઠ નામે શંકર દટાયેલા છે, તે શંકર માંડવ્ય મુનિના પૂજેલા છે, તેને કાઢી ઘેલા નદીને સામે તીરે પ્રતિષ્ઠા કરજો, અને ત્યાં મારો મોટો શિષ્ય ગોમતીગરને પૂજારી રાખજો, સદાવ્રત બાંધજો, મહારૂદ્ર કરજો; અને હું આત્માનંદ સ્વામીને લઇ ત્યાં આવીશ: વીરપુત્રિ, તમારા પતિ દેવને મેં સ્વપ્નમાં સઘળી વાત કરી છે, જેથી તેઓ અહીં આવશે, માટે ત્યાં સુધી તમે દામનગર રોકાજો.'

દરબાર, તમારી દાદીમા ત્યાં રોકાણાં."

"કહો હવે શું સાંભળવું છે?" શ્રીહરિએ કહ્યું.

"આ બધાં ભૌતિક તીર્થો–પ્રાતઃસ્મરણીય નીલકંઠ મહાદેવ આદિ તીર્થાલયો, અને આ દુર્ગનગર જેવું તીર્થધામ ક્યાંઇ નથી હો; દરબાર, દુર્ગપુરના મહિમાનું વર્ણન શું કરવું? એ મહિમા વર્ણનને માટે કોઇ નવો પુષ્પદંત જન્મશે, ત્યારે એના મુખમાંથી મહિમાની સરવાણી છૂટશે, અને એ સમજાશે: હાલમાં એટલું સમજો તો પણ બસ છે; દેવોએ એક વખત તુલા કરી: એક પલ્લામાં દુર્ગપુર મૂકયું, બીજા પલ્લામાં અક્ષરધામ મૂકયું; છતાં દુર્ગપુર નમ્યું; અક્ષરથી એ ગઢપુર અદકું થયું, એવું આ તમારૂં નગર છે હો!"

શિયાળાની ટંડી ૠતુ હોય, ઉપરથી હિમ પડતું હોય, સાથે કાળજું કમકમાવતો ક્રૂર વાયરો વાતો હોય, અને માથે હિમાળો ઢળતો હોય, એવે વખતે જે સ્થિતિ થાય, તેવી સ્થિતિ આ વાત સાંભળતાં દરબારની થવા લાગીઃ દરબાર ઠંડાગાર થઇ ગયાઃ

પુનઃ કોટના કાંગરા સામી કોમલ અંગુલિ ચીંધી કોમલ ગાત્રે કરૂણાનિધાન શ્રીહરિ બોલ્યાઃ "જુઓ, આ સ્થળે માંડવ્ય મુનિનું સંધ્યા-વિધિ કરવાનું સ્થાન હતુંઃ વહાણું વાય, વાયસ બોલે, કે તરત કરમાં કમંડલ, કંઠમાં માલા, માથે જીર્ણજટા અને શરીરે લપેટેલું વલ્કલ, અને પગમાં પાદુકા પહેરી સોયરા જેવી શ્યામ અચલ ઉન્મત્ત ગંગાની શિલાઓને ચાલતા ડગમગાવતા, અને ડગલે ડગલે વિધિપૂર્વક નારાયણનું નામ સ્મરણ કરતા, આ તમારા કોટને કાંગરે આવી, સંધ્યા-સ્નાન, તર્પણ, દેવાર્ચન વગેરે કરતાઃ એ વખતે અહીંયા, દરબાર, નિબિડ અરણ્ય હતુંઃ સૂર્યનું સોય જેવું તીણું કિરણ આ વન-વીથિકામાં પ્રવેશવું અશક્ય હતું; એવી અહીંઆ ઝાડોના ઝુંડોની ઝાડી હતીઃ રસઝરતી વનૌષધિ દિનરાત આ તમારી ગંગાને કાંઠે ઝૂલતી; અને નિર્મલ ગંગા પ્રવાહ ઘુઘવાટા મારતો આ તમારા ગઢ આગળ રેલમછેલ કરી મકતો.

આટલી વાત સાંભળતાં દરબારનું હૈયું ભરાઇ આવ્યુંઃ મુખે મોતી જેવા પરસેવાના બિંદુઓ ઝળકવા લાગ્યાઃ હર્ષથી રૂંવાટાં ઉભાં થવાં લાગ્યાં.

"કહો દરબાર, હજુ વધુ સાંભળવું છે? હજુ અમારો નિશ્ચય થવામાં કંઇ બાકી છે? તો પૂરો કરાવું." મંદ મંદ હસતાં મહારાજે કહ્યું.

"થયો! થયો! થઇ ચૂક્યો નિશ્ચય! મારા પ્રભો! અમલા અંતરના અંધારા ઉલેચવા પ્રભુ ભલે પધાર્યાઃ મારા શ્યામ, તમારાં પવિત્ર પાદકમળની રજથી મારો દરબાર પવિત્ર તીર્થ-ધામ બન્યોઃ અને મને આજે કૃતાર્થ કીધો; મારા લાલ, વધુ શું વદું; વિભુ, આજે મારે આંગણીએ સોનલવર્ણો સૂરજ ઉગ્યો!

નાથ, મારે ત્યાં પધારી મને પાવન કીધો: આજે પ્રગટ પ્રભુની પૂરી પિછાન થઇ: પ્રભુ, પૂર્ણ નિશ્ચય થઇ ચૂક્યો !" દરબારે હાથ જોડી કહ્યું.

"કેવી રીતે દરબાર, અમારો નિશ્ચય થયો ? એ કહો ?"

જાણે મહારાજના ચરણ ચૂંમવા નમતી હોય નહિ, એવી લીલી નાઘેર જેવી લૂમઝૂમ ઝૂલતી લીલીછમ લીંબડાની ડાળને જમણે હાથે ઝૂલાવતા—અને મરક મરક હસતા મહારાજ બોલ્યા.

"મહારાજ, સાંભળો: મારી પવન વેગી તાજણ ઘોડી ઉપર ચડી બાબરીયાવાડમાંથી હું એક વખત આવતો હતો, ત્યાં વચમાં ઉમેજ ગામની વાડીએ ઘોડીને પાણી પાવા ઉભો; તેવામાં ગામનો લાખો આયર મને ભાળી સામો આવ્યો, અને બોલ્યો—"આપા, રામ રામ."

"રામ, બા, રામ, ભણે ભલીયુંમાં છો કે ?" મેં પૂછ્યું.

"હા, બા, તમુને દેખી ઇ અદક આણંદ થીયો દરબાર." એમ કહી ઘોડીની લગામ લાખાએ ઝટ દેતી ઝાલી, અને પોતાના ઘર તરફ વાળી.

"કાં બા લાખા આમ કરછ ?" મેં કહ્યું.

"ભણેં બા છાશું પીતા જાવ, છાશું. પીધા વના ઘર તારવી ન જવાય, દરબાર."—લાખાએ કહ્યું.

"પ્રભુ, મેં ના પાડવા માંડી: છતાં લાખાએ અતોળ આગ્રહ કરવા માંડયો. 'ભણેં કંઇ વાત છે બા ? આ ઉતાવળ હોય તો જાર બાજરાનું બટકું ઢેબરૂં, દૂધ, અને ચીભડાંની બે કાચરી, બા ખાતા જાવ. બીજું હું ગરીબને ત્યાં શી તમ જેવાની મેમાનગત કરવાના ગુંજાશ ? તમ જેવા પરોણા કયાંથી આ ગરની ગાળીમાં ?'

એમ કહી ઘોડીની લગામ ઝાલી લાખો આયર મને ઘેર લઈ ગયો.

"ઘરમાં પેસતાં, પ્રભુ, આત્માનંદજીના શિષ્યો વિઠ્ઠલાનંદ અને બાલાનંદ નામે બન્ને બેઠા હતા, અને સદુપદેશ આપી રહ્યા હતા; હું ત્યાં જઇ નમન કરી બેઠો: ત્યાં આયરાણીએ ઉભા થઇ ઝટ દેતી રાંધણીયામાં જઇ ઠીકરીને તાતી કરવા ચૂલે મૂકી: અને ધમાકામાં લીલી ધરાક જેવો બાજરાનો લોટ મસળી રોટલા ટીપવા લાગી: અને અમે વાતુંએ વળગ્યાં: સામી બાજુ ક્યારામાં લીંબડીનો નાનો છોડ વાવેલો દેખી આત્માનંદજીના ચેલાઓ એક બીજાના સામું જોઈ પરસ્પર હસવા લાગ્યા:

ત્યારે લાખાએ કહ્યું: 'સન્તો,કેમ હસો છો?'—સંતો બોલ્યા, 'આ લીંબડાના છોડ નીચે પ્રગટ પુરૂષોતમ ભગવાન ડાળને ઝૂલાવી ઉભા રહેશે, એટલું જ નહિ, પરંતુ તેની નીચે સભા કરી અનેકને વચનામૃતોનું પાન કરાવશે, અનેકને સમાધિનાં દાન આપશે, અને અવિચળ અક્ષરબ્રહ્મ ધામની પ્રાપ્તિ કરાવશે: પૃથ્વીમાં એકાંતિક ધર્મનું સ્થાપન કરશે, અને નીલકંઠવર્ણી એવે નામે એ પ્રભુ કહેવાશે.'—"આવું સાંભળી હું આભો બની ગયો, અને ફાટી આંખ્યે એ લીંમડાના છોડ સામું એકીટસે જોઈ રહ્યો. પછી છાશું પી કરી ચાલતી વખતે એ છોડને મૂળ સહીત ઉપાડી, ફરતો ગારાનો પીંડો વળગાડી, લુગડાવતી લપેટી, ઘોડીના પાવરામાં નાંખી, મેં જે બમકાવી મૂક્યાં, તે વેલું આવે ગઢપુર. ત્યાર પછી મેં આવી, એ છોડને જીવના જોખમે સાચવી, પાણી પાઇ જતન કરી, એને મોટો કર્યો છે; માટે એ વાત આજે સત્ય થઇ; અને પ્રગટ પ્રભુના પૂરી પ્રતીત થઇ: હવે આ મારો દીકરો દાદો, પ્રભુ, તમારો છે; અને આ બે દીકરીયું છે, તે પ્રભુ તમારી છે. આ આખો દરબારગઢ તમારો છે; પ્રભુ, નિત્ય નિત્ય અહીં વસજો: અમીનાં પાન કરાવજો: દાદાનો હાથ ઝાલી તમારો કરી થાપજો. મારી આઇમા રાણદેબાઈ કહેતાં કે એ તારો દાદો એ અર્જુનનો અવતાર હશે. માટે એ પ્રગટ પ્રભુનાં દિવ્ય ચરિત્ર સાંભળશે, ત્યારે એને શાંતિ વળશે." એમ કહી સાષ્ટાંગ પ્રણામ પ્રભુના ચરણમાં એભલ ખાચરે કર્યા :

મહાપ્રભુએ બે હાથ ઝાલી દરબારને ઉભા કર્યાઃ પુનઃ શ્રીજીનું ચતુર્ભુજ સ્વરૂપ નિરખી ગદગદ કંઠે એ કાઠી રાજવી બોલ્યા—"દયાળુ, મારે આંગણે સદાકાળ વસજો."

"દરબાર, અમે ક્યાંઈ ગોદોહન માત્ર રહ્યા નથી : છતાં તમારી ભક્તિને વશ થઈ આ તમારા દરબારગઢમાં જે ઓરડી છે. તેમાં નિરંતર વસીશું: તેને અક્ષરધામથી અધિક માનીશું : ત્યાં રહી જેમ તમને નિશ્ચય કરાવ્યો, તેમ અનેક મુમુક્ષુજનોને નિશ્ચય કરાવીશું !"

श्यामं सितं द्विभुजमेव चतुर्भुजं च ।
त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥



# જોધો ભરવાડ

ગામ નાની ધરાઈની સીમમાં એક કુંટીઓ આવેલો છેઃ કુંટીઆની પાસે ગોરમટીની ફરતી પાળ કરી લઈ નાની અવેડી બાંધી છેઃ

તેની ઉપર કાંડામાં કાળી ઉનનું રાંઢવું બાંધી હાંડો પાણી માય એવી બોખે જોધો પાણી સીંચી રહ્યો છેઃ અને પાસેની અવેડીમાં પાણી સીંચી સીંચી ઠલવતો જાય છેઃ "બોબડી, મેંઢી, કોયલી, કાટુડી, જાંબુડી"–વગેરે બકરીનાં નામ દઈ દઈને બોલાવે છેઃ 'બેં બેં' કરતાં બકરાંઓ પાણી પી રહ્યાં છેઃ

એવામાં સામેથી ઘોડાંઓનાં ડાબલા સંભળાતા જણાયાઃ દેખાણા દશવીસ ઘોડેસ્વારોઃ પ્રથમના અસવારે ઘોડીને પાણી પાવા કુંટીઆ તરફ ઝબદેતી વાળી, અને જોધા સામું જોઈ બોલ્યોઃ

"ગોકળી, રામરામ" સોમલા ખાચરે કહ્યું.

"રામ! રામ! દરબાર." જોધો બોલ્યોઃ

"આ ઘોડી પાણી વિના તરશે મરે છે; બે તાંહળી પાણી પાશો કે?"

"શું કામ નહિ પાઈઃ પાણીથી પાતળો થાય, એવો જોધો નથી" એમ કહી બે–ચાર બોખું વાતવાતમાં જોધાએ ખેંચી કાઢી; ઘોડીએ પાણી પીવા માંડ્યું.

"મૂળ આ ગામના વતની કે તમે?" ગોકુળીને સોમલા-ખાચરે પૂછ્યું.

"ના, ના, મૂળ ગામ તો મારૂં કરદમ, અને કરદેજ: પણ હાલમાં પાંચેક વરસથી પરણ્યા પછી અહીં આ ગામમાં આવીને રહ્યો છું, ને તમ જેવાના પરતાપે ચાળાં-બકરાં ચારી ખાઉં છું." જોધાએ ખુલાસો કર્યો.

"આ બધા તમે ક્યાં જાવ છો?" ચકળવકળ જોતો જોધો ફરી બોલ્યો.

"જઈએ છીએ વડતાલ, સમૈયો કરવા."

"આ સામે ઉભા એ કોણ છે?"

"એ છે સ્વામિનારાયણ ભગવાન." સોમલાએ કહ્યું.

"અહોહો, આ પંડ ભગવાન કે?" એમ કહી જોધો અણુ-વાણે પગે દોડયો, અને ઝટદેતો મહાપ્રભુના ચરણમાં પડયો; અને બોલ્યો: "મહારાજ, મહારાજ, મને રોજ તમારા વાહમાં રાખો, મને પોતાનો માની મારા પર એટલી મે'ર કરો: આ જોધાનું કાંડુ ઝાલી તમારો કરો: મારા ગળાના સમ છે."

"જોધા, તને ભેંશું ચારતાં આવડે છે કે?" શ્રીહરિએ પૂછ્યું.

"હા માઇબાપ, ગાયું ભેંશું બધું ચારતાં આવડે છે." જોધો બોલ્યો.

"ઠીક ત્યારે, જો સાંભળ, અમે બધા હાલ વડતાલ જઈએ છીએ; ત્યાંનો સમૈયો કરી અમે પાછા ફરીએ, ત્યારે તું જરૂર ગઢડે આવીને રહેજે, દરબાર દાદાખાચરની ભેંશું ચારજે."

એમ કહી માણકી નચાવતા નચાવતા માણીગર મા'વ ચાલી નીકળ્યા; કાઠી રાજાઓનાં ઘોડાંઓ પણ એક પછી એક સબો-સબ વાંસોવાંસ ઉપડયા.

જોધો ભગવાનને ફાટી આંખે જોઇ રહ્યો: મહારાજનું છોગલું જ્યાં સુધી દેખાણું, ત્યાં સુધી કેડે હાથ દઇને ઉભો રહ્યો: દયાળુ

દેખાતા બંધ થયા, ત્યારે જોધાનાં નેણુ નીચાં નમ્યાં, અને નિસાસો નાખી બોલ્યોઃ

"ઓહો ! પરભુ તરછોડીને ચાલી નિસર્યા !"

મનમાં બબડતો બબડતો, મન વિનાનો વગડાને જાળે જાળે ભટકતો જોધો, રોજ્ય કોજ્ય દિ રહ્યો ત્યાં તો બકરા લઇ ઘેર પાછો આવ્યો; અને બકરાંને ઝોકમાં પૂરી ઓસરીની કોરે ઢાળેલા ખાટલા ઉપર બેઠો.

"કેમ આજ આઢોને વેલા વેલા ઘેર આવ્યા ?" જોધાની મહીયારણુ બોલી.

"આમ આવ્ય આમ, એક સારી સારી વાત કઉં." જોધાએ કહ્યું.

"શું ?"

"જો આ બધી ગાઉં, આ બકરાં, આ ઘરવખરી, આ ઝોક, ને આપણે રે'વાનો આ તરપંખડો, સંભાળી લેજે બધું: હું તો ભળકડે જવાનો છું."

"કયાં જાવું છે ?"

"કયાં શું ? સ્વામીને ગઢડે."

"શું કામ ?-રિહામણે ?"

"ના, ના, ગાંડી, ભગવાન ભજવા."

"પછી મારૂં શું ?"

"તારૂં તું જાણુ."

"અરરર, તારા સારૂ બધી રિયાસત પિયરમાંથી લાવી લાવીને તારી પાસે ઠલવી, છતાં આમ છોરડાં ખોરડાં, વાછરાં, રઝળતાં મૂકીને કાં જા ગોવાળ ?" આંસુ ભરી આંખે ગોવાળણુ બોલી.

પણુ જોધાને તીવ્રચટકી લાગી હતી:

"એ કોનાં માવતર, અને કોનાં છોરૂ, કોનાં વાછરૂ, કોની વહુવારૂ: એ સંધી આળપંપાળ છે: માયાનો વળગાડ છે વળગાડ: તો એ બલામાંથી છૂટવાનું માંડ ટાણું આવ્યું છે: માટે આવ્યું ટાણું શીદ જવા દઉં? મેં તુને આગવું કીધું'તું કે મુને અલી તું પરણુછ, પણ વખત આવશે ત્યારે મૂકીને હાલ્યો જઇશ; એ તો આપણો પરથમથી કરાર છે." જોધાએ સોની એક વાત કરી.

વાત સાંભળતાં ગોવાળણ તો ઉભી ઉભી સીવાઇ ગઇ!

જોધો જવા તલપાપડ થઇ રહ્યો હતો: ભળકડે વે'લો ઉઠતોક સઘળી આળપંપાળ મૂકી ચાલી નીકળ્યો, અને ફરતો ફરતો ગઢડે આવી દાદાખાચરની ભેંશો ચારવા ભેંશોના વંડામાં આવીને રહ્યો:*

(૨)

આજે ધનતેરશનો દિવસ છે: મહારાજે વંડામાં ગાયોનું પૂજન વિધિસર કર્યું છે: સોનાની શીંગડી, રૂપાની ખરિયું, ત્રાંબાનો વાંસો, ઉપર ઓઢાડેલી રેશમી ઝુલ્ય, પગમાં ઝાંઝર, એવી ગાયોનાં દાન ભૂદેવોને દીધાં છે: સાડાત્રણસો ગાયોનાં વૃંદમાં મહારાજ મુરલિધરની જેમ શોભે છે: પાસે જોધો હાથ જોડીને ઉભો છે.

"જોધા, આ બધી ગાયોનું ધણ તારી આજ્ઞામાં-સાચું કે?"………

"જોધા, વગડામાં તને કોઇ છબકલું કરી જાય, તો તું એકલશૂરો શું કર? તનેતો કોઇ બીજું માણસ સાથે રહ્યું ગમતું નથી; તનેતો માણસ જાતની સૂગ આવે છે; તો તું શું કર?"–મહારાજ જોધાની દાધારીંગી વાણી સાંભળવા સારૂ બોલ્યા.

---

*योधस्त्यक्त्वा कुटुम्बं स्वं
श्रीहरेः सेवनेच्छया ।
गोपालः श्रीहरिप्रेयान्
भक्तस्तत्राऽवसत् परः ॥

" મહારાજ ! મારૂં કોઇ નામ ન લ્યે હો ! ઇ તમારે મન નક્કી માનજો; આ મારી ગાયું છે, એ મારૂં રખેવાળું કરે છે; મને વગડામાં કોઇ આંગળી ચીંધી ન શકે, તો પછી છબકલાંની કયાં વાત ?" જોધો ખીલ્યો.

" એ અમારાથી કેમ મનાય ?"

" ત્યારે મને તમારા પાળાઓ મારવા આવે, એવો તમે એકવાર નૂકતો કરો. "

× × ×

તત્કાળ મહારાજની ઇચ્છા જાણતાં દશેક પાળાઓ કાળા કામળા ઓઢી, લાકડી તોળતા જોધાની તરફ હાલ્યા; ત્યાં જોધાએ જે વાંભ કરીકને કે ગાયું ભુ'રાંટી થઇને પાળાઓની સામે પુછડાં ઉંચાં કરી ચારે પગે કુદતી દોડી; અને પાળાઓ ભાગ્યા :

આવું જોધાનું પરાક્રમ જોઇ મહાપ્રભુ બહુ પ્રસન્ન થયા: જોધો પ્રભુના ચરણમાં પડયો: મહારાજે માથે હાથ મૂકયો:

જોધો બોલ્યો: " પ્રભુ, પરમ દિવસે દિવાળી છે: અને આ ઓરીયાથી આઘેરી સામી દેખાય એ મારી ઝોક છે; ત્યાં ભે'શોનો વંડો આવેલો છે; માટે દયાળુ, દયા કરી દિવાળીને દિવસે વ્હાણું વાય એટલે વ્હેલા પધારજો; તે દિ મારી દૂધપાકની ત્યાં રસોઇ છે: માટે બ્રહ્મચારીને રસોઇ કરવા અગાઉથી મોકલજો: આટલું મારૂં રંકનું માની મને લાખેણો લાવો લેવરાવજો: ત્યાં હું મારી ભે'શોની રમત બતાવીશ. "

પ્રભુએ જોધાનો નિર્દોષ પ્રેમ જોઇને જોધાનું નોતરૂં સ્વીકાર્યું: જોધો રાજી રાજી થઇ ગયો:

મહારાજ ગાયોને નીરણ નંખાવી, કપાસીઆ ગોળ અપાવી, તેમની પૂજા કરી દાદાખાચરના દરબારમાં પધાર્યા.

(૩)

દિ ઝડવઝડ રહ્યો છેઃ સુરજ આથમું આથમું થઇ રહ્યો છેઃ એ વખતે મહારાજ ઉત્તરાદા બારના ઓરડાની ઓસરીની કોરે આવેલા થાંભલાને અઢેલી ચાકળા ઉપર બેઠા છેઃ સામી બાજુ જોધો મોટીબાની ગાય દોહી રહ્યો છે :

તેવામાં મહાપ્રભુ જોધાને દેખી ચાંખડીએ ચડી ચટાક ચટાક શબ્દને કરતા જોધા આગળથી નીકળ્યાઃ જાડધારા જોધાએ હળવે રહીને ડાબા હાથથી દોવાતાં આંચળની જે શેડ્ય મારી, તે મહારાજની ચાંખડી સોતા પગ દૂધથી ભીંજાઇ ગયા !–" અહોહોહો, કાંઇ અવળાઇ! " એમ કહેતા કહેતા એક તીરછી નજર નાખતા પ્રભુ હસતા હસતા ચાલ્યા ગયા.

અવળાઇ અમારી છે કે કોની છે–એ બધું હું હમણાં દૂધ પાવા આવું છું, ત્યારે તમને કહી બતાવું છુંઃ અમે પણ તમારી એ વાતું જાણીએ છીએઃ " વાંકો અંગૂઠો કરી, પગના ફણાભર બેસી, દોતાં દોતાં જોધો બબડયો.

જોધો દૂધ દોહીને ઝટ દેતો મોટીબા પાસે ગયો; અને બા પાસેથી કટોરો ઝટ માગી, દૂધને ગળી, તેમાં કેસર, સાકર ને બદામ નંખાવી, દૂધ પાવા, મહારાજ જ્યાં ઓસરીની કોરે ચાકળા ઉપર બિરાજ્યા છે, ત્યાં આવીને ઉભો; અને બોલ્યોઃ

" દીનાનાથ, એક વખત આ દૂધ પી જાવ, પછી મુક્તાનંદસ્વામી સાથે વાતું નિરાંતે કરો. "–વિશ્વંભર હાથમાં કટોરો લઇ, જોધા સામું જોઇ સહજ હસી દૂધ પી ગયા.

" જોધા, હવે બોલ જોઉં, શું અમારી અવળાઇ ?"

" અવળાઇ ઇ તમારી, કે એક તરશી ચકલીને પાણી પાવા સારૂ પર્વત સુધી ઉંચે પાણીનાં પૂર ચડાવ્યાં; અને એ પર્વતની ટોચે બેઠેલીને ત્યાં પાણી પીવાડયું: કહો લ્યો, આ જેવી તેવી તમારી અવળાઇ છે, પરભુ ?"

"અલ્યા, આ તને કોણે વાત કરી?" મરક મરક હસતા શ્રી હરિ બોલ્યા.

"કોણે શું? આ તમારી સામે બેઠેલા મારા ગુરુ મુક્તાનંદ સ્વામીએ."

"ત્યારે કે'ને! મુક્તાનંદ સ્વામીનો સેવક બન્યો, એટલે થોડા સમયમાં આટલો બધો પાવરધો બની ગયો!" મુક્ત મુનિના સામું જોઇ મોહનવર મુખમાં હસ્યા.

"તમારા મનમાં તો હું કોરોધાકોર રહું તો ઠીક એમ કે?"—એમ બોલતો બોલતો જોધો ખંભે કામળી નાંખતો, હાથમાં લાકડી લેતો, ઉતાવળો ઉતાવળો પોતાની ઝોક તરફ ચાલતો થયો.

× × ×

આજે દીવાળીનો દિવસ છેઃ ઘેર ઘેર આસોપાલવ અને આંબાનાં તોરણો બંધાણાં છેઃ ચંદનના સુગંધી જળથી દુર્ગપુરના રસ્તાઓ છંટાણા છેઃ ચોકે ચોકે ઇન્દ્રવરણાં ધનુષ્ય જેવી રંગોળીઓ પૂરેલી જણાય છેઃ ઘરેઘરે સુંદર સાથીઆઓ શોભી રહ્યા છેઃ કોઇ કોઇ સ્થળે લક્ષ્મીને પ્રસન્ન કરવા ખાતર શ્રીસૂક્તના પાઠો થતા સંભળાય છેઃ તો કોઇ સ્થળે પુરૂષસૂક્તો ભણાતા જણાય છે.

આવે વખતે મહારાજ ભગુજીને સાથે લઇ દસવીસ કાઠી રાજવીઓની સંઘાતે માણકી ઉપર ચડીને જોધાની ભેંશુના વંડા તરફ ચાલી નીકળ્યા છેઃ વંડામાં પેસતાં પ્રભુને નિરખી, જોધો ગાંડો–ગાંડો થઇ ગયો :

વંડામાં અદ્ધર બાંધેલા માંચડા ઉપર મહારાજ બિરાજ્યા : મુહૂર્ત બાદ જમ્યા; અને તે થાળનો મહાપ્રસાદ જોધાને આપ્યો :

જોધાએ મહારાજને સો રૂપીયા ભેટ મૂકયા; અને મહારાજના ચરણમાં માથું ધર્યું:

પછી જોધાએ ત્રણ ચાર પુડલામાં પાણા ભરી ભેંશોની પાસે દોડવાવી શ્રી હરિને ખુશી કર્યા.

(૫)

એક વખત જોધો છાશ ફેરવતો હતોઃ સામી બાજુ મહારાજશ્રી જોધા પ્રત્યેના પ્રેમની ખાતર, બીજાને ઠેકાણે છાશ તાણતા હતા:

શ્રીહરિ નેતરૂં તાણતા જાય, અને જરા જોધાની નજર ચુકાવી ગોળી ઉપરનું ડેર અંગૂઠેથી કાઢી નાખતા જાયઃ

વળી પાછો રવૈયો ઉભો રાખી જોધો ડેરને સમું ગોઠવે, અને છાશ તાણે; ત્યાં તો વળી લટકાળો લહેરી, ડેરને ફરી ઉથલાવી નાખેઃ

એમ બે ત્રણ વાર કર્યુંઃ વળી ચોથી વાર મહારાજે ડેર કાઢ-વાની તૈયારી કરી ત્યાં જોધો જોઇ ગયો, અને આંખ તાકી બોલ્યોઃ

"આ તમારાં કામ છે એમ કહો ને? નહિતર જોધાનો રાખેલો ડેર ખસે ખરો કે? હવે પ્રભુ, હાઉં રાખો, છાશ થઇ ગઇઃ તમારા કમળના ડોડવા જેવા કુણા હાથ આંબી ગયા હશે."

પ્રભુએ ગોળીમાં હાથ ઘાલ્યો, ને કોણી સુધી માખણથી ભરેલો બહાર કાઢી ઓસરીએ ઉભા–ત્યાં મુળજી બ્રહ્મચારીએ હાથ ધોવરાવ્યાઃ

માખણ–માખણમય પ્રભુને થયેલા જોઇ બ્રહ્મચારી ભૂરકયાઃ

"આ જાધો કયાં મુવો તો?–કે તમારે હાથ બગાડવો પડયો?"

બ્રહ્મચારીની આ પ્રકારની વાણી સાંભળી, માખણ ખરડેલા હાથવાળા મા'વજી હસી પડયાઃ

જેના મહિમાને શેષ પણ પાર ન પામે, એવા અક્ષરના વાસી મહા પ્રભુ જોધાની સાથે માખણના પીંડા ઉડાડે! શું જોધાનાં ભાગ્ય! નિંબતરૂ નીચે વિરાજેલા પાંચસો પરમહંસને

મંચ ઉપરથી વચનામૃતનું પાન કરાવે, એવા અક્ષરાધિપતિ જોધા સંધાથે માખણની લીલા કરે ! શું એ ગોપનાં ભાગ્ય !

"કેમ જોધા, આજ આમ કટાણું મોઢું કરતો જાય છે ?"

"કાંઇ નહિ પ્રભુ."

"ના, ના, આ તમારી ભેંશું હવે નહિ ચારવા જાઉં."

"કાં શા સારૂ ?"

"કાં શું ? મોટા મનના મોટીબા રોજ રોજ ગળપણ ખાવાનું આપે, ઘી આપે, તસતસતી તાંસળી ભરી દૂધ આપે !— પણ એ બધી વહત હારે મારે આડવેર છેઃ હું મોટીબાને કઇ શકતો ન્હોતો આજ દિ સુધીઃ પણ આજતો ચટ દઇને કઇ દીધું :"

'શું કીધું ?"

"જાડો ડગળાં જેવો બાજરાનો રોટલો, કોઠીંબાનું આથણું, અને એક દોણી ભરીને છાશઃ એટલું આપશો તો ભેશું ચારવા જઇશઃ લ્યો, મેં તો એમ કઇવાળ્યું છે ! તમે હવે ફરીવાર કઇ દેજોઃ ભગવાન ભજવા ને વળી સવાદ શા ?"

જોધામાં નિર્સ્વાદીપણું, નિર્માનીપણું, ઘર કુટુંબ ત્યજવામાં નિર્મોહપણું વિ. જોઇ પ્રભુ ખુશ ખુશ થઇ ગયાઃ અને બોલ્યાઃ

"વાહ જોધા વાહ ! તું સાચો વ્રજવાસી ગોપ !"

"એમાં શું મહારાજ ! જોધો કાંઇ સારા સારા ધાન ધડુસવા આવ્યો નથીઃ તમને પામવા આવ્યો છેઃ જોધો તો વટનો કટકયો છેઃ એમ કાંઇ ખાનપાનમાં વળી લોભાઉં ? તમારૂં સાંજસવાર દર્શન કરીએ, તોપણ અમીના ઓડકાર આવેઃ ભૂખને તરશની વાતે ય યાદ ન આવેઃ તમારા ચરણમાં કડશ રોટલો મળે, અને ખળખળીયાનું ખોબો ભરી પાણી પીવા મળે, એટલે બસ, જોધો જગ જીત્યો."

(૭)

આજ ઘેલા નદીને સામે કાંઠે લીલા વાંસ જેવો, લીલુમડો ખેવડો કેડય સમો ઉભો છે: ફાંટમાં આઉ આવે એવી વાંકા શીંગ વાળી દેહાણ ભેંશુ નદીને કાંઠે કાંઠે ચરી રહી છે: અને રણકા નાખી રહી છે. એવે સમયે ભેંશુના વંડામાં તુટલ ખાટલીમાં જોધો એક ફાટલ ગોદડીનું ઓશીકું કરી, કામળો પાથરી, માંદો થઇ પડયો છે: પોતાનો અંતકાળ ઢૂંકડો આવેલ જાણી, જોધે પાસે ઉભેલા વાળંદને કહ્યું:

"ગોવિંદા, આમ આવ, જરા દરબારમાં જઇ ભગવાનને મારી વતી અરજ કર, કે તમારો જોધો ઘડી બેઘડીનો મેમાન છે: માટે જોધાનો અંત વખત સુધારવા માણકીએ ચડી, વહેલા પધારો."

તત્કાળ ગોવિંદે સંદેશો કહેવા ચાલ્યો: ત્યાં તો જોધાએ જરા પાંસુ બદલ્યુ: શ્યામ શરીર વાળો, માંજરી આંખ્યું વાળો, કાળ પુરૂષ હાથમાં પાશ લઇ, જોધાની સમક્ષ આવીને ઉભો:

જોધાએ સુતા સુતા હાક મારી:

"કોણ એ ?"

"હું કાળ."

"કેમ આવ્યો છો ?"

"તને લેવા માટે."

"મને લેવા ભગવાન વગર કોઇ સમરથ નથી; હાલ્યો જા ! કાળમુહા !"

"પ્રથમ જો મારી એક વાત સાંભળ: એક વખત આ સામે દેખાય એ ડાંગરના ખેતરમાં, હું વાહુ રહ્યો હતો: પાસે ગાયોનું ધણ કાંટાની ફરતી વાડય કરીને પૂર્યું હતું: અને ત્યાં મારો ભાઇ બીજલ રહેતો હતો: એવામાં એક વિકરાળ વાઘ આવ્યો,

અને એક ગાય ઉપર ઝડપ મારીઃ ગાવ ભાંભરવા માંડીઃ અને અમે એ ભાઇ ઇ ગાયનું બરાડવું સાંભળી, હાથમાં ડાંગું લઇ દોડયા ! એક ડાંગ ભેગું વાઘનું ભોડું ખેડવી નાખ્યું: અને વાઘ લોહી લોહાણ થતો ભાગ્યો અને સામેના ખાખરાના જાળામાં ચીસ નાખી પડયોઃ અમે બેય એકલોયા વાંહે પડયા: મેં વાઘને ઝબદેતો કાને પકડયો, દોરડાથી એનો મોઢીયો બાંધ્યો, અને હું એની ઉપર ચડી બેઠોઃ મારો ભાઇ વાંહેથી એને સરપટે ને સરપટે સબોડવા મંડયો !"

"સાંભળ, વાઘે તો પછી ત્રાડ પાડીઃ ને ચારે પગે આભમાં ઉછળ્યો !"

"એવી અણીને વખતે મેં મારા સ્વામિનારાયણને સંભાર્યાઃ

તત્કાળ મહારાજે મને દિવ્ય દર્શન દીધાં, અને ઇ વખતે મને ઉગાર્યોઃ મહારાજે મારી અક્રોણાઇ માટે મને ઠપકો આપ્યોઃ

માટે કાળ, તારી તાકાત નથી, કે તું મને લઇ થંક ! જોધાએ કાળની સમક્ષ પોતાનું આત્મબળ પ્રગટ કર્યું.

જે ભગવાન તારા છે, એ મારા પણ છેઃ હું પણ તેની આજ્ઞા પ્રમાણે જ રહું છું, "હા, તોયે ભલે, આજ નહિ તો કાલ્ય, હું તને ફરી લેવા આવીશ : પ્રભુને મળવું હોય તો મળી લેજે." એમ કહી કાળ વિદાય થયો.

× × ×

ઠમક ઠમક ઘુઘરીના ઠમકારા કરતી માણકી, હણહણાટ કરતી જોધાની પાસે આવીને ઉભીઃ મહારાજ ઉતર્યાઃ ભગુજીએ દામણી ઝાલીઃ

પ્રભુએ જોધાને માથે હાથ મૂકી કહ્યું:

"જોધા, શી ઇચ્છા છે ?"

"ઇચ્છા છે પ્રભુ પૂરી પાડો તો, એકવાર આવેલા કાળ પુરૂષને તગડવાનીઃ અને તમારા ચરણને હજુ સેવવાની."

"જોધા, શું હજુ જીવવાની વાસના રહી કે ?"

"મહારાજ, વાસના તો છેઃ પણ તે તમારા સારૂ છે–શુભ વાસના છે—મલિન નથી."

"આટલું બધું, વગડાઉ વા ખાતાં ખાતાં ક્યારે શીખ્યો ?"

"મહારાજ, એ બધો તમારી ભક્તિનો પ્રતાપઃ હું તો હતો જાડધારો, પણ સાચું કહું ?—મને એ બધું મુક્તાનંદસ્વામીએ શીખવ્યું છે !"

આ સાંભળી શ્રી હરિનાં લોચન કરૂણાર્દ્ર બન્યાં.

"ભય ન પામ, જોધા, જો કે તારૂં આયુષ્ય તો તૂટ્યું છે, તો પણ બીમાંઃ તારી કાળથી રક્ષા કરીશઃ જા, તું હજુ ત્રીસ વરસ વધુ જીવીશ."*

એવી રીતે શ્રી હરિએ જોધાને માથે પુનઃ અભય હાથ મૂક્યોઃ ત્યાર પછી મોતના મુખમાંથી બચેલો જોધો ત્રીસ વરસ વધુ જીવ્યો.

---

*त्रिंशद्वर्षाणि भक्त त्वं
संजीविष्यसि सन्मते ।
एतद्वाक्यं तु सत्यं मे
नाऽनृतं कर्हिचिद्भवेत् ॥ दु. मा.



## પક્ષ

" મયાજી, આવો આ બેઠકપર બેસો."—ચાવેલા પાનના કુચાને પીકદાનીમાં થુંકતાં વડોદરાના સુબેદાર બાબાજીરાવે પોતાના તંબુમાં પેસતાં મરેઠા સરદાર મયાજીને કહ્યું.

"કહો શું હુકમ છે સુબેદાર સાહેબ ? "—લશ્કરી ઢબથી કુર્નિસ બજાવી બેઠકપર બેસતાં મયાજી બોલ્યો.

" મયાજી, તમે મારા જીગરજાન દોસ્ત છો, એટલું જ નહિ પણ એક સાચા સત્યનિષ્ઠ અને સ્વામી—ભક્ત વીર પુરૂષ છો; આ તમારા ભુજ—દંડના શૌર્યથી અને તમારી અપ્રતિમ કાર્યદક્ષતાથી જ મને વીરશ્રી અને વિજયમાળ વરી છે."—તકીયાને ઓઠીંગણે આડે પડખે પડેલા સુબા સાહેબે કહ્યું.

" ગરીબપરવર, આવી મારી સ્તુતિ વીરશિરોમણિ સેનાપતિના મુખથી સાંભળતાં મને લાજીમ આવે છે. કારણ કે એક મરેઠા સિપાહીના રૂધિરના એકેએક બિંદુમાં શિવાજી મહારાજનું શૌર્ય તો ઝબકવું જ જોઇએ; એ હિન્દુવટના રક્ષણહારનું ખમીર એકેએક મહારાષ્ટ્રના સંતાનના શોણિતમાં ઉછળવું જોઇએ; તો મારામાં આપે જે કાંઇ ઉદ્દામ ગુણો જોયા છે, એ મારા નથી, પણ એ મારી વીર—જનની જન્મભૂમિના મળેલા છે. કહો કહો, સરદાર આ સેવકનું શું કામ પડયું, કે જેથી મને રંકને બોલાવવાની આપે ખાસીયત ઉઠાવવી પડી ? "—મયાજીએ કહ્યું.

" મયાજી, તમે જાણો છો, કે મને અશ્વ ખેલવાનો અદ્ભુત શોખ છે, એ શોખને પૂરો પાડવા મેં દેશ વિદેશથી જાત જાતના અશ્વો મારા તબેલામાં એકઠા કર્યાં છે; આજ આપણે કાઠિયાવાડમાં આવ્યા છીએ, કાઠિયાવાડનું ઝળકતું જવાહીર કાઠીશાહી ઘોડાં ગણાય છે; કાઠિયાવાડી જાતવંતી કેશર, ફુલમાળ, વાંગળી, મની, બેરી, બોદલી, તાજણ, હરણ, હિરાળ, મલ, વિ. ઘોડીયો પંકાય છે; ઉપરાંત રંગે કેંડી, રોઝી, મેલી રોઝી, ગલદાર રોઝી, બાવળી, માંકડી, સોનેરી માંકડી, ભુરી, રંગ રંગની ઘોડીયું વખણાય છે; પણ એ રંગને, એ જાતને, આંટે એવી લાલ પરવાળા જેવી માણકી ઘોડી સ્વામિનારાયણની પાસે છે. એ ઘોડીનાં મેં ફાટ વખાણ જ્યારથી અનેકને મોઢેથી મેં સાંભળ્યાં છે, ત્યારથી એનામાં મારી લગની લાગી રહી છે: તો એ માણકી વિના મારૂં ઐશ્વર્ય વૃથા છેઃ આ સત્તા અને આ સુબાગીરી ગોળ વિનાના કંસાર જેવી છે: અને લુણ વિનાના શાક જેવી છેઃ દોસ્ત, એ ઘોડી દુર્ગપુરના દરબાર એભલખાચરના દરબારગઢમાં છે; માટે ત્યાં દરબારની પાસે જઇ મારી વતી માગણી કરોઃ અને ગમે તે પ્રકારે તેમને સમજાવી મનાવી ચાણાક્ય—નીતિ આદરી માણકીની લગામ મારા હાથમાં સોંપોઃ શામ, દામ, અને ભેદની નીતિથી પ્રથમ એ કાઠી રાજવીને વિનવો: અને જો છેવટે ન માને તો દંડ નીતિની દમદમાટી આપી આપણું કાર્ય સરલ કરોઃ અને છેવટ એ જીદ્દી કાઠી રાજા ન માને, તો યુદ્ધની ઘોષણા કરો: અને ઝટ દુર્ગપુરના દુર્ગને ઘેરો ઘાલો: તોપોનો મોરચો માંડો: ગમે તેમ કરો, પણ મયાજી, માણકી લાવો; લાવો, બસ લાવો: "—લાઠી ગામથી ત્રણ ગાઉ દૂર આવેલ ચાવંડ ગામને પાદર બે હજાર પાયદળ અને બે હજાર અશ્વારોહી સૈન્યનો પડાવ નાંખી પડેલા ગાયકવાડ સરકારના સુબેદાર બાબાજીએ પોતાના મરેઠા સરદાર મયાજીને જેવું હૈયે હતું તેવું કહી નાખ્યું.

એક જ જ્વાળામુખી ફાટતાં પહાડનાં પહાડો જેમ પાતાળમાં ઉતરી જાય, તેમ મયાજી આ વાત સાંભળી ઉંડા ઉતરી

ગયા: તોપોના ગોળા સાથે તરવારથી યુદ્ધ કરનારો રણશૂર યોદ્ધો પણ ઘડીક નીચાં નયન ઢાળી ગયો; રણ જંગમાં કાળની સામે ઝઝૂમનારો રણ કેસરી આ વાત સાંભળી મુખ ઉતારી ગયો અને મનમાં બબડયો:

" આભને બાથ ભરવી એ સહેલ છે, પણ મહારાજની માણકી મળવી મહા મુશ્કેલ છે: સુબા સાહેબ, ભલે, હું તનતોડ પ્રયત્ન કરીશ, ભાથામાં હશે એટલાં નાંખીશ; છતાં ફળ મળવું યા ન મળવું એ દૈવાધીન છે." એમ કહી મયાજી કટિએ લટકતી રત્નખચિત કીરચને ખખડાવતો તંબુમાંથી બહાર નીકળ્યો: અને અશ્વારૂઢ થઇ દુર્ગપુર ભણી વિદાય થયો.

× × ×

"મયાજી, કહેનારા કહી રહ્યા: એ માણકી સારૂં તો લીલુડાં માથાં કંઇકના વધેરાશે, અને લોહીની નીકો વહેશે: માણકીના નામ ઉપર બલિદાનો અને બત્રીસાઓ ચડશે: આ મહારાજની માણકી સારૂ જીવ સટોસટનાં સાટાં છે: માણેકવર્ણી માણકી સારૂ પ્રથમ અમારાં માથાં ડૂલ થાશે, પણ તમારા સુબાને કહેજો કે માણકીનાં દર્શન સ્વપ્નામાં ય નહિ થાય."–દરબારગઢની ડેલીની દોઢીએ ડાયરામાં બેઠેલા દરબાર એભલખાચરે મરેઠા સરદાર મયાજીને રોકડું પરખાવ્યું, અને સ્વામિનારાયણનો પક્ષ માથા સાટે રાખ્યો.

"આ સંગ્રામમાં જય-પરાજય કોનો થશે, એમ તો જરા દરબાર વિચારો: સરવાળા બાદબાકી તો ગણો: અને પછી એભલ બાપુ, વેણ બહાર કાઢો: વડોદરાના સમ્રાટના મુખ્ય સેનાપતિ સાથે તમે યુદ્ધમાં ઉતરી શકશો ? અને વિજય પામી શકશો ? એ તમારે ગળે ઉતરે છે ?"–મયાજીએ રોષમાં આવી જઇ કહ્યું.

"હા, હા, ગળે ઉતરે છે. સરદાર, વિજય તો અમારી ડોકમાં છે."

"કેમ જાણ્યું ?"–ઉતાવળે સ્વરે મયાજી બોલ્યો.

"ચોકખું દીવા જેવું છે, બા, જેના પક્ષમાં સ્વામિનારાયણ છે, ત્યાં વિજય જ છે."

'યત્ર યોગેશ્વરઃ કૃષ્ણઃ'–એ ભીષ્મપિતામહનું કથન, મયાજી, કોઈ દિવસ સાંભળ્યું છે ? જેના પક્ષમાં શ્રીહરિ ભગવાન છે, ત્યાં જ લાભ છે, વિજય છે, સમજ્યા કે !"–લાલઘૂમ બની જઈ એભલખાચરે તડાકો માર્યો.

"દરબાર, ભારે પડશે હો."–મયાજી બોલ્યો.

"તો બા જોઈ લેવાશે." મૂછે વળ ચડાવી એભલ બાપુએ કહ્યું.

"જ્યારે તોપોના મોરચા અને બંદુકની નાળું સંધાશે, ત્યારે ખોબા જેટલું ગઢડું તમારૂં સ્થરા નહિ સાંધે હો. આ છેલ્લા શબ્દો સંભળાવી જાઉં છું." મયાજીએ તપી જઈ કહ્યું.

"હા, બા, હા, સિધાવો, અને અમારો સંદેશો સુબા સાહેબને જણાવો."–એભલબાપુએ છેવટ કહી દીધું.

મયાજી વિદાય થયો ખરો; પણ મનમાં ધા ખાતો ગયો.

"ધન્ય છે ! દુર્ગપુરના ધણી એભલખાચરને ! કે એણે પ્રભુનો પક્ષ રાખ્યો. પ્રભુ છે ત્યાં વિજય છે. જ્યાં વિજય છે, ત્યાં લક્ષ્મી છે. જેના હૃદયમાં નિરંતર ભગવાન વસ્યા છે, તેનો હંમેશાં જય જ થાય છે. એવા ભગવદ્‌ભક્તોનો પરાભવ કયાંથી સંભવે ?"–એમ વિચાર કરતો કરતો મયાજી અશ્વારૂઢ થઈ ચાવંડના રસ્તા ભણી ચાલ્યો ગયો.

× × ×

"તમે તો સંગ્રામનું બીડું ઝડપ્યું, પણ સુકા વાંસે લીલું બળશે એમ કાંઈ જોયું ? સુબો કાલ સવારે આવીને દુર્ગપુરને ઘેરો ઘાલશે, ત્યારે અમારૂં શું થશે ?"–જીવાખાચરે ડાયરા વચ્ચે એભલ બાપુને ખખડાવ્યા.

"ભલે, તમારે બા કંઇ નહિ : અમે બધા ગઢડું ખાલી કરી અમારી સુવાંગ આવેલી બીડની પાટીમાં જઇ ઉભા રહેશું; અને ભલે ત્યાં ખાંડાંનાં ખેલણાં ખેલશું; અને તમને બા આંચ નહિ આવવા દઇએ."

એભલ ખાચરના મુખમાંથી આવી ઉઘાડા પક્ષની વાણી સાંભળી એક બાજુ છાના બેસી સાંભળતા શ્રીહરિ બહુ પ્રસન્ન થયા; જીવાખાચર પોતાના ઘેર ગયા; અને દુર્ગપાળ અચળગરને તુરત બોલાવી એભલબાપુએ યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા આપી.

× × ×

ઉગામેડીના માર્ગથી ઉત્તર તરફ જ્યાં સોમાબાઇની વોંકળી આવેલી છે, ત્યાં વોંકળીના એ નાકાં બાંધી હંસની પાંખ જેવું ઉજળું ઉજળું પાળાઓનું સૈન્ય પડયું હતું; સન્ત, પાળા, અને કાઠી ગલઢેરાઓ મળી આશરે ૩૦૦ માણસોની ફોજ માણકીના મૂલ્ય પરખાવા ખડે પગે ઉભી રહેલી હતીઃ નાકાબંધીની અડો-અડ મહારાજે શકટ-વ્યૂહની રચના કરી હતી; અને એ ગાડાં-ઓની ઉપર સળગતી જામગરીવાળા બંદુકવાળાઓને રાખ્યા હતા; અને બાવળના ઉપર ભગવું નિશાન પવનની લહેરમાં ફરકતું હતું; અને એમાં 'સ્વામિનારાયણો વિજયતેતરામ્' લખેલું જોનારને જણાતું હતું: વોંકળીના માર્ગમાં બંગલાના આકારરૂપ એક ઓરડીના વૃંદની ભાશ હતી, અને તેના ઉપર ખરખોડીના અને બીજી જાતના લીલાછમ વેલાઓ ચડાવેલા હતા; જેથી એ ઠેકાણે લૂ વરસતા કાળા ઉનાળામાં પણ લીલું હિમાળા જેવું ટાઢું રહેતું; અને એથી એ સ્થળનું નામ મહારાજે 'નારાયણ-ગઢ' પાડયું હતું; એ નારાયણગઢમાં વચમાં માણકી, અને ફરતા ચક્રાકારે ગોઠવેલા કાઠી રાજવીઓનાં સોએક ઘોડાં હાવળ્યું નાંખી રહ્યાં હતાંઃ એ સિવાય નારાયણગઢની બહાર ફરતાં ઘોડાં-ઓની હારમાળા ગોઠવાઇ હતીઃ માથામાં તાંસળી રાખી, અને તે ઉપર ફરતો ફેંટા વીંટી, મોઢે બુકાના ભીડી, ખંભે ઢાલ અને

ફેડે તરવારને બાંધી, ભગુજી, રતનજી, વિગેરે ભગવાનના અંગ રક્ષક પાળાઓ ચકોર આંખ્યે સંગ્રામની પ્રતીક્ષા કરતા ઉભા હતા.

આ તરફ બાબાજીરાવ બે હજાર પાયદળ અને બે હજાર અશ્વારોહી સૈન્ય લઇ, એકદમ ચામુંડથી કૂચ કરી, દુર્ગપુરના ગઢના ફરતો ઘેરો ઘાલવા મયાજીને લઇ ઉતાવળો ચાલ્યો આવતો હતો: સઘળી સેનાના અગ્રિમ ભાગમાં મુખ્ય સેનાપતિ ઢુંઢેરાવ હાથી ઉપર બેસી ચાલતો હતો; અને એની આસપાસ મદોન્મત્ત હાથીઓ ઝૂલતા હતા; બાબાજીએ આવી દુર્ગપુરની ફરતો ઘેરો ઘાલ્યો: બરકંદાજ ગોલંદાજોએ તોપોના ડાચામાંથી તત્કાળ કાળ મુખા ગોળાઓ હમમમમ કરતા છોડવા માંડયા: ધુમાડાના ગોટે ગોટા ઉડવા લાગ્યા: આકાશ ધુમ્રથી આચ્છાદિત થવા લાગ્યું: આગળના ભાગમાં સહુ સેનાને શૂર ચડાવતી, કાયરને પણ કરમાં કૃપાણ પકડાવતી, બાર ગાઉમાં સંભળાતી, પ્રચંડ વિરાટ મુખી નોબત હાથી ઉપર વાગી રહી હતી:

નોબતનો સ્વર સાંભળી નારાયણગઢમાંથી શ્રીહરિએ સંકેત કરતાં, વિદ્યા–વારિધિ નિત્યાનંદ મુનિએ શંખનો નાદ કર્યો : એ નાદથી બાર બાર ગાઉમાં સંભળાતી એવી બાબાજીની નોબત ફુટી ગઇ, અને સૈન્યમાં ભંગાણ પડવા માંડયું: હાથીઓ મુખમાં સુંઢ ઘાલી કાળી કીકીયારી પાડતા પાછા પગે ભાગવા લાગ્યા, મહા વિકરાળ ગણાતા માવતોના હાથમાં પણ હાથીઓ ઝાલ્યા ન રહ્યા; અને સૈન્ય ભૂરોટીને ભાગવા લાગ્યું : આવે અણીને વખતે સેનાપતિ ઢુંઢેરાવ, સુબા સાહેબ પાસે આવી કહેવા લાગ્યો: "પ્રભો, શત્રુપક્ષના ફકત શંખના નાદથી આપણી વિશાળ નોબત ફુટી ગઇ છે, અને સૈન્યમાં ભંગાણ પડયું છે: એ શંખનાદથી હાથીઓ માવતના અંકુશમાં રહી શકતા નથી, અને આપણાં જ સૈન્યનો કચરઘાણ વળે છે, માટે સમાધાની થાય તો ઠીક."

આવું સાંભળતાં વિચારવમળમાં તણાતા અને માથાં પછાડતા બાબાજીએ અણછૂટકે સમાધાની કરવા જીવાખાચર અને એભલ-

ખાચરને તેડી લાવવા હુકમ કર્યો: માણસોએ દુર્ગપુરના દુર્ગમાં પ્રવેશી જીવાખાચરને પકડી હાજર કર્યા: જીવાખાચરને દેખી બાબાજી ક્રોધથી લાલચોળ બની બોલ્યો: "જીવાખાચર, કાંતો માણકી હાજર કરો, કાંતો યુદ્ધ કરો."

"જો યુદ્ધ કરવું હોય, તો સુબા સાહેબ, સામી બાજુ નજર કરો, જુઓ પેલું ભગવું નિશાન ઉડી રહ્યું છે, તેની નીચે એભલખાચર સ્વામિનારાયણને લઇ માણકીના મૂલ પારખવા ખડે પગે ઉભા છે, તો ત્યાં જાવ."–જીવા ખાચરે સુબાને ટકોર કરી.

તત્કાળ સૈન્ય ફર્યું, અને નારાયણગઢ તરફ જીવાખાચરના બીડની પાટીમાં થઇ ચાલવા લાગ્યું: આ વખતે બાબાજીરાવ અને ઢુંઢેરાવ હાથીની અંબાડી ઉપર બેસી ચાલ્યા આવતા હતા: પ્રલયકાળના પૂરની જેમ સૈન્ય આગળ ધપ્યે જતું હતું: એવામાં અચાનક નારાયણગઢમાંથી સનનન કરતી જંજાળો ફુટવા લાગી, અને ત્યાં બાબાજીએ એક લાખ જેટલું સૈન્ય ભાળ્યું, અને મોટી ગભરામણમાં પડયો! તેવામાં પુનઃ નિત્યાનંદ મુનિએ પહાડના પેટાળને ફોડી નાખે એવો દીર્ઘ શંખનાદ કર્યો, જેથી એ મૃત્યુઘંટ સમા વાગતા નાદથી મહા મુશીબતે ગોઠવેલી હાથીઓની હારમાળા તૂટવા માંડી, અને પ્રાણ લઇ કાળી ચીસો પાડતા કુંજરો નાસભાગ કરવા લાગ્યા: સુબા સાહેબનો હાથી ચારે પગે કુદવા લાગ્યો: લોખંડની સાંકળથી મઢેલી અંબાડી ડગમગવા લાગી: માવતે પ્રાર્થના કરી, "સુબા સાહેબ, હાથી ઉપરથી હેઠા ઉતરી જાવ તો ઠીક, કારણ કે હાથી હવે મારા કબજામાં નથી." તત્કાળ ભય લાગતાં ખિન્ન વદને બાબાજી હાથીની અંબાડી ઉપરથી નીચે ઉતરી પડયો, અને અપરંપાર સૈન્ય ભાળતાં ભયથી કંપવા લાગ્યો: આ વખતે લાગ સાંધી વીર સેનાપતિ ઢુંઢેરાવ અને સરદાર મયાજી તથા દશ બીજા નાના સુબાઓ, સુબા સાહેબની પાસે આવ્યા: અને નીતિ નિપુણ મયાજી બોલ્યો—"સુબા સાહેબ, કરીઆણાને પાદર બે વરસ પહેલાં જે વાત બની હતી, તેવી જ આજની વિષમ સ્થિતિ

છેઃ માટે માનો કે આપણે મનુષ્ય સાથે યુદ્ધ કરીએ તો જીતીએ, પણ પ્રભુ સાથે કેમ કરી યુદ્ધમાં વિજય મેળવી શકીએ ? માટે એ મહાપ્રભુ પાસે આપણું બળ ન ચાલે." આવું કહેતાં તત્કાળ બાબાજીને સન્મતિ પ્રગટ થઇ, અને સંધિનું કહેણુ મોકલવા મયાજીને વિદાય કર્યા.

મયાજી નિઃશસ્ત્ર બની નારાયણગઢમાં ગયો, અને દેવાધિદેવ શ્રીહરિના ચરણમાં પડયો, અને બોલ્યો—"હે કરૂણાસાગર, આપના દર્શનની મહત્વાકાંક્ષા અમારા સુબા સાહેબ રાખે છે, માટે કરૂણાનિધાન, દર્શનનાં દાન આપો."

"મયાજી, તમારા સુબા સાહેબને કહેજો, કે અમે તમારા સૈન્યથી નથી ડરતાઃ નથી બીતાઃ તમારી બેધારી સત્તાથી તમે અહીં આવો, તો ય નથી હરખાતા, તેમ ન આવો તેથી કંઇ નથી સંકોચાતાઃ સમજ્યા કેઃ જાવ, ચોકખા શબ્દો જઇને કહેજો."—શ્રીહરિએ ભ્રુકુટિનો ભંગ કરી સાફ કહી દીધું.

તત્કાળ મયાજી ગયો, અને સઘળી વાત કરીઃ લજવાતે મુખે બાબાજી હાથી ઉપર બેસી માયાજીની સાથે આવ્યોઃ નારાયણગઢ નજીક આવતાં હાથી ઉપરથી નીચે ઉતરી ચાલતો ચાલતો આવી નારાયણગઢમાં પ્રવેશ કર્યોઃ ત્યાં એ વખતે મહારાજ મંચ ઉપર વિરાજ્યા હતાઃ ત્યાં જઇ મહારાજના ચરણમાં આળોટયોઃ અને શ્રીહરિની ચરણરજ માથે ચડાવીઃ અને પોતાની ગેરવર્તણુંક થયા બાબતનો પારાવાર પશ્ચાત્તાપ કર્યો, અને બે હાથ જોડીને માફી માગીઃ ત્યાર પછી એ વખતે બે હજારનો પોશાક, બે હજારની શાલ, અને એક મોતીની માળા, મહાપ્રભુના ચરણમા બાબાજીએ હર્ષભેર સમર્પ્યાં.

અને એ ટાણે સુબાએ એભલખાચરનાં મોંફાટ વખાણ કર્યાંઃ

શુદ્ધ ક્ષત્રિયનાં ઘોડાં લેવાં, એ એમનાં માથાં લેવાં બરાબર છેઃ એ વાત બાબાજીને બરાબર સમજાણી.

"સુબા સાહેબ, સત્તા સ્વીકારી કાંઇ સુકૃત કર્યું છે ?"—શ્રીહરિએ કહ્યું.

"ના, મહાપ્રભુ! પરંતુ એકવખત હું માગીયા ફોજ લઈને જતો હતો, ત્યાં તમારા પરમહંસોને દુ:ખ દેનારા વૈરાગીઓને પકડી મેં માર્યા હતાઃ અને મેં ભગવાનના ભક્તોનો પક્ષ રાખ્યો હતો: એટલું અજાણતાં મારાથી સુકૃત થઇ ગયું છે: વળી કહું, વડોદરામાં જે તમારા **નાથ ભક્ત** છે તેને ને મારે ઘાટી દોસ્તી છેઃ એના યોગે મને તમારા ચરિત્રામૃતનું પાન કરવાનો કોઇ વખત લાભ મળે છે."–એ હાથ જોડી બાબાજીએ દીનતાથી કહ્યું.

"મહારાજ, મારા સૈન્યમાં પધારો અને સર્વેને દર્શનનાં દાન આપો, એવી મારી રંકની વિનંતિ છે."–બાબાજીએ આર્જવતાથી જતાં જતાં ઉમેર્યું.

વિનંતિ સ્વીકારી મહારાજ પધારવા તૈયાર થયા: ત્યાં મુળુજી બ્રહ્મચારી આવી ઉભા: અને બોલ્યા: "થાળ જમવા પધારો મહારાજ!"–મહારાજ જમ્યા, અને એ દેવોને દુર્લભ એવો પ્રસાદ બાબાજીએ સ્વમુખે માગી લીધો, અને પોતે આરોગ્યો, ત્યાર પછી મહારાજ સૈન્યના નિરીક્ષણ માટે નીકળ્યાઃ બાબાજીના દરેક સૈનિકને એકી સાથે પોતપોતાના ઇષ્ટદેવ તરીકે દર્શન આપ્યાં: એભલખાચરે બાબાજીરાવને તાજણીઓ ઘોડો, અને બે હજારનો પોશાક નજરાણામાં આપ્યો; અને સુબા સાહેબના સૈન્યને દરબારે મિજમાની આપી; ત્યાર પછી સુબાએ દરબારની પાસે ગાયકવાડ સરકાર સારૂ કપિલા ગાયોની માગણી કરી; તત્કાળ કામધેનુ જેવી દશ ગાયો દરબારે કાઢી આપી; સુબાએ કિંમત આપવા માંડી: દરબારે ના પાડી: અને કહ્યું–"હું કોઇ દિવસ ગો–વિક્રય કરતો નથી."–આવું સાંભળી સુબાએ દુર્ગપુરના દેવ જેવા દરબારના થોકબંધી વખાણ કર્યાં; બહુ રાજી થયા; અને દરબારને 'પરવાનો' કરી આપ્યો:

પછી મહારાજની પાસે પુનઃ પુનઃ માફી યાચી, અને કલ્યાણ કરવાનું વચન માગી, બાબાજી સૈન્ય લઇ ચાવંડ ગયા:

એભલખાચર મહારાજને લઇ દુર્ગપુરમાં પાછા આવ્યા.

# અદ્‌ભુત ઐશ્વર્ય

" જો ગ્રહણ થાય તો આ ઘડથી મારું માથું ડૂલ કરું."

ઘણણણ કરતાં તોપનો ગોળો છૂટતાં ધરતીનાં પડે પડ જેમ ધ્રૂજી ઉઠે, તેમ કાનની ધાક ઉઘાડી નાખે એવા પહાડી અવાજે કુંકુમ તિલકથી શોભતા કૃષ્ણારામ શાસ્ત્રીએ વડોદરામાં મળેલી પંડિતોની મહાસભામાં ઘડથી ધીંગું માથું ડૂલ કરવાનો ધડાકો માર્યો !

શાસ્ત્રી બુવાના આવા સમસમતા સોગનથી, એ વખતે પંડિતાઈના પૂરમાં તણાતા, અભિમાનના કેફમાં ચકચૂર જણાતા, માથે ચટકીદાર રંગ–બેરંગી પાઘડીથી ભભકાદાર પંડિત વેષને ભજવતા, વાતવાતમાં પાણીની મટકી જેવાં માથાંને હલાવતાં, નયનોમાં બે પરવાઈ બતાવતા, ગ્રહણ થવા બાબતનો મજબૂત ઠરાવ લાવી મનમાં મલકાતા, અને સભાના ગુંબજને ગજાવતા ગણિતશાસ્ત્રીઓ ચિત્રની જેમ સ્થિર થઈ ગયા: વિજળીનો કડાકો થતાં કાયરનાં હૈયાં હાથ ન રહે, તેમ કૃષ્ણારામ શાસ્ત્રીના ઉપર પ્રમાણેના ગગનભેદી ધડાકાથી પંડિતોનાં હૈયાં હાથ ન રહ્યાં: જાણે ફુંક મારતાં ઉડી જાય એવાં એમનાં દેહપિંજર બની ગયાં: સૂમસાન બનેલા સભાસદો ગુપચુપ સભામાંથી ચાલી નીકળ્યા, અને તત્કાળ સભા વિર્સજન થઈ ગઈ: કૃષ્ણારામ પણ સ્વામિ-નારાયણનું સ્મરણ કરતા પોતાને ઘેર ગયા.

× + ×

આજે વડોદરાના મંદિરના સભા મંડપમાં પંડિતોની ઠઠ જામી છેઃ આગળના ભાગમાં પુસ્તકોના થોકે થોક પડ્યા છેઃ સામી બાજુ ગાદી તકીયા ઉપર વિરાજીત, સૌમ્ય મૂર્તિ, યોગનિધિ સ. ગોપાલનન્દ મુનિ બેઠા છેઃ એ તપસ્વી વરની તેજધારામાં સભાજીત પંડિતો પણ અંજાઇ ગયા જણાય છેઃ સહુ ચુપચાપ થઇ બેઠું છેઃ નાની સરખી ટાંકણી પડે તોપણ અવાજ સંભળાય. એવી સર્વત્ર શાંતિ પ્રસરી રહી છેઃ આવે સમયે મૌનભંગ કરી ગર્વથી ફુલાતા, કોઇ વાક્પટુ પંડિતે પૂછ્યુંઃ

"મુનિવર આવતી પૂર્ણિમાનું ગ્રહણ થશે કે ?"

સ્વામીઃ "આપણા દેશમાં નહિ થાય."

અનુભવી યોદ્ધાની અસિના એક જ ઝટકાથી ગરદન ધવાય, તેમ સ્વામીના પ્રત્યુત્તરથી ગર્વાન્ધ પંડિતનું કઠોર હૈયું ધવાયુંઃ ગ્રીષ્મના પ્રચંડ તાપથી હિમગિરિનું શિખર ઓગળે, તેમ પંડિતનો ગર્વ સ્વેદ રૂપે ઓગળવા લાગ્યોઃ પુનઃ હિંમત રાખી પંડિતે પૂછ્યુંઃ

"યોગીવર ! આ આપ શું વદો છો ? જુઓ આ રહ્યા ગ્રંથો, અને આ રહ્યા ગ્રહણ થવાના શાસ્ત્રના આધારો !"

"હા, એ તમારૂં સૌનું કથન સાચું છે, પણ એ ગ્રહણ આપણાં દેશમાં જણાશે નહિઃ માટે આપણે કંઇ પાળવાનું બનશે નહિઃ"

"સ્વામિન્ ! શું ત્યારે કૃષ્ણારામનું કહેવું સાચું ઠરશે ?"
"હા, પંડિતો ! કૃષ્ણારામ શાસ્ત્રીના કહેવા મુજબ જ બનશેઃ એમાં જરા ય શંકા જેવું નથી."

આવો જડબાતોડ જવાબ સ્વામીએ આપી દીધો.

ઝાકળનું એક બિન્દુ પડતાં જેમ કુમુદિની કરમાય, તેમ સ્વામીના પ્રત્યુત્તરથી પંડિતોનાં મુખો કરમાયાં ! જાણે કાળી શાહી ઢળી ! એવા પંડિતો મંદિરમાંથી ઘવાયેલા યોદ્ધાની જેમ નિઃશ્વાસો

નાખતા, પોતાની પંડિતાઇમાં જ મૂંઝાતા, થોથરાતા થોથરાતા સૌ સૌને ઘેરે પાછા વળ્યાઃ

કૃષ્ણારામ શાસ્ત્રીનો પુત્ર મંદિરમાં મળેલી પંડિતાની આ સભા વખતે હાજર હતોઃ યોગીવર્ય ગોપાલાનન્દ મુનિની ગ્રહણ નહિ થવા બાબતની વાત સુણતાં હરખાતે હૈયે ઘર તરફ દોડયોઃ અથથી તે ઇતિ સુધીનો બનેલો વૃત્તાન્ત ચકોર છોકરે પિતાને સુણાવ્યોઃ સાંભળતાં જ પિતાનું ઉંચુ હૈયું હેઠું બેઠું, અને ખોળીઆમાં જાણે પ્રાણ એ વખતે પાછાં આવ્યાં !

બીજે દિવસે નાહી-ધોઈ પૂજા પાઠથી પરવારી જન-મંગલનું સ્તોત્ર મનમાં રટતા રટતા શાસ્ત્રી બુવા મંદિરનાં પગથીઆ ચડવા લાગ્યાઃ મંદિરમાં લક્ષ્મીનારાયણ દેવનાં દર્શન કરી યોગ-નિધિ સ. ગોપાલાનન્દ સ્વામીના આસને આવ્યાઃ પ્રણિપાત કર્યાંઃ અધોવદને બેઠેલા શાસ્ત્રી બુવાના નેત્રોમાં જળજળીયાં આવ્યાંઃ અને જોતજોતામાં નેત્રોમાંથી ડળક ડળક બોર જેવડાં ચાર આંસુ સ્વામીના દેખતાં ખરી પડયાંઃ સ્વામીએ સામું જોયું અને બોલ્યાઃ

" જુઓ કૃષ્ણારામ, માથાનાં સાટાં કોઇ દિવસ કરવાં નહિઃ તમારે માટે અમારે ગ્રહણ ફેરવવું પડયું, હવે આવી કઠોર જીદ કદિ કરશો નહિ."

હાથમાંથી વ્યાસસૂત્રના ' આકર ગ્રંથનું પાનું નીચે મૂકતાં સ્વામીએ હેત નીતરતો ઠપકો કૃષ્ણારામને આપ્યો. કૃષ્ણારામ પણ સ્વામીના સ્નેહભર્યા આશ્વાસનને હૈયામાં ધારી "હાશ" કરી ઘર તરફ આવ્યા.

× × ×

આજે પૂનમનો દિવસ છેઃ માનવનો મહાસાગર હેલે ચડયો છેઃ આજે ધરોઘર ગ્રહણ બાબતના ચર્ચા જોરશોરથી થઇ રહી છેઃ વડોદરાની વનિતાઓ ગ્રહણ બાબતના વાટાઘાટ આજ ચોકે ચોકે ઉભી રહી કરી રહેલી છેઃ કેટલાક ગ્રહણની નિરીક્ષા કરવા આમ તેમ આંટા દઇ રહ્યા છે, અને એક બીજાને આશ્વાસન આપી રહ્યા છેઃ દૂધના ઉફાળાની પેઠે માનવોની અધિકાધિક વધતી

જતી અધિરાઈ ઉભરાતી જણાય છેઃ જેમ જેમ સમય જવા લાગ્યો, તેમ તેમ માનવોનો ચંદ્ર ગ્રહણ જોવાનો સળવળાટ પૂર જોસમાં વધવા લાગ્યોઃ ફાટી આંખ્યે જ્યોતિઃશાસ્ત્રવેત્તાઓ આકાશ સામું જોઇ રહ્યા; છતાં જ્યારે ગ્રહણ ન થયું, ત્યારે તેમના માથે નિરાશાના બારે મેઘ તૂટી પડયા ! મુખ ઉતરી ગયાં ! અને શરમના માર્યા ભોંયમાં પાંપણો પરોવવા લાગ્યા ! સુપ્રસિદ્ધ ગાણિતિકોની ગણત્રી ધૂળમાં રગદોળાતાં તેઓ પારાવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યા, હાથ ઉપર હાથ ઘસવા લાગ્યા !

પંડિતોની પરાભવી મુખમુદ્રા જોઈ વડોદરાના નાગરિકો હસવા લાગ્યા, અને સાથો સાથ કૃષ્ણારામનાં યશોગાન ઘેરઘેર થવા લાગ્યાં.

× × ×

કાદંબરીના અચ્છોદ સરોવરને વિસરાવે એવું શુદ્ધ સ્ફાટિક સમું વૃત્તાલયના ગોમતી તળાવનું જળ છલોછલ ભર્યું છેઃ ગોમતીને ઓવારે કોઇ બે પ્રતિભાશાળી પરમહંસો આજે સ્નાન કરી રહ્યા જણાય છેઃ એકના હાથમાં પવનની લહરીમાં ઉડતું ભગવું વસ્ત્ર ફડ ફડ થઇ રહ્યું છેઃ બીજાના હાથમાં ભીના ગરણાથી વીંટેલું જળપાત્ર સુંદર શોભી રહ્યું છેઃ એક સત્સંગરથના સારથી છે: તો બીજા સત્સંગ મંડપના સુવર્ણસ્તંભ છે: એમાંના એકે કહ્યું :

"મુનિવર, આ શું કર્યું ? આપે ગ્રહણ થતું અટકાવ્યું ! ગ્રહણ અટકવાથી પુણ્યદાનો થતાં અટકયાં !"

"સ્વામી, જુઓ ચંદ્રગ્રહણ તો ફરી યે થશે, અને જોવાશે, પણ ભક્તશિરોમણિ કૃષ્ણારામનું મુખ ફરી વખત ન થાત, અને ન જોવાતઃ સમજ્યા કે ?"

ગોપાલાનંદ સ્વામીએ ખુલાસો કર્યો.

આવું સુણતાં 'न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित्' ના ઉદ્ગારો નિત્યમુનિના મુખમાંથી નીકળી પડયા : અને ત્યાર પછી કેટલીક વાતચીત કરતા કરતા મંદિર તરફ બંને મુનિવરો વળ્યા.

(૨)

વસુધા ઉપર સુધા વરસી રહી હતી: પૂર્ણિમાની રાત્રિનો પ્રસંગ હતોઃ આ વખતે ચંદ્રશાળાની પાછલી ભીંતને અઢેલી બેઠેલા, માથે વીંટાળેલા પવનમાં ફગફગતા ભગવા અંચલાના છેડાથી શોભતા, જમણા વાળેલા ઢીંચણ ઉપર જમણા હાથને ટેકવી, તુલસીની માળાને ફેરવતા, તકીયાને ઓઠીંગણે આડે પડખે રહી તીરછી નજરથી એકીટશે આકાશમાં ચંદ્રમંડળને નિરખતા કોઇ યોગીવર જણાતા હતા:

એવામાં "यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्" એ ગીતોક્ત વાકય, સ્મૃતિપટ પર સાક્ષાત ખડું થતાં, એ યોગીની અનિમેષ દ્રષ્ટિ એમાં વધુ સ્થિર થવા લાગી, અને યોગબળનો વેગ વધવા લાગ્યો.

એ વેગનાં પ્રલય સમા મોજાં વધતાં વધતાં ચંદ્રમંડળને અથડાવા લાગ્યાંઃ ક્ષણવારમાં ચંદ્રમંડળ ડગમગવા લાગ્યું: જાણે યોગીની દ્રષ્ટિથી ડરતું હોય, એમ થરથર કંપવા લાગ્યું: મહાસાગરના ડુંગર સમા મોજાંમાં ડગમગતા હોડકા સમું, ડોલતું, એ ચંદ્રમંડળ પડું પડું પોતાની પરિધિથી થવા લાગ્યું: ધીમે ધીમે યોગીની દ્રષ્ટિનો પ્રતિલોમ વેગ વધવા લાગ્યોઃ ત્યાં તો સડસડાટ કરતું મંડળ પાણીના લીંટાની જેમ યોગીની સામે સરવા માંડયું! સરતાં સરતાં બાર હજાર યોજન ખેંચાઇ આવ્યું, અને તેમાંથી શ્રીહરિની દિવ્ય મૂર્તિ, મંદ મંદ હસતી પ્રગટ થઇ!

તે મૂર્ત્તિએ કહ્યું: "ગોપાલાનંદ સ્વામી, કહો કહો, તમારાથી શું અજાણ્યું છે? કે જેથી તમે આ ચંદ્રમંડળનું આકર્ષણ કર્યું?"

સ્વામી વદ્યાઃ "પ્રભો! માત્ર તમારા દર્શનની પ્યાસ આજ આપના અમોઘ દર્શનથી છીપી!"–ત્યાંતો શ્રીહરિની મૂર્ત્તિ, હાસ્ય કિરણોને વેરતી જોતજોતામાં ચંદ્રમંડળમાં અદશ્ય થઇ! એ ચંદ્ર

મંડળને પ્રતાપી યોગીવરે પાછું હતું ત્યાંને ત્યાં પૂર્વની માફક સ્થિર કર્યું !

જેણે વડોદરાના સચિવને મુખમાં બ્રહ્માંડ બતાવ્યું : જેણે કલિ–કાલમાં વિષ્ણુયાગમાં સ્વયં હોતા બની યજ્ઞનારાયણનાં સાક્ષાત દર્શન બ્રાહ્મણોને કરાવ્યાં: જેણે સુરત શહેરના પારસીના મુંગા બાળકને પણ શ્રીજીને ધરાવેલું માત્ર અડધું કેળું ખવરાવતાં જ વાચાળ કર્યો :

એવા એ સમર્થ ગોપાલાનંદ સ્વામી શ્રીજીના દર્શન સારૂ ચંદ્રમંડળનું આકર્ષણ કરે એમાં શું આશ્ચર્ય ?



# ભક્તની વ્હારે

"નાજા, તારૂં શ્રેય ઇચ્છતો હો, તો સ્વામિનારાયણ ભગવાન છે, એવી માન્યતા છોડી દે."

ભોંયરા ગામના ગઢપર ડાયરા મધ્યમાં બેઠેલા, રૂષ્ટ પુષ્ટ શરીરવાળા, ગામધણી વાસુર ખાચરે ક્રોધ અને દ્વેષભરી આંખે *નાજા જોગીઆને ઉદ્દેશીને સત્તાભર્યા અવાજે કહ્યું.

"બાપુ! કહેનારા કહી રહ્યા: 'સ્વામિનારાયણ ભગવાન છે,' એતો મારા હૈયામાં લખાઇ ગયું છેઃ બાપુ! હજારો વાર પરિક્ષા કરાવ્યા પછી પણ કીંમતી ઠરનાર હીરાને કોડીની માફક કેમ ફગાવી દેવાય?"

અડગ શ્રદ્ધાના તેજથી ભરપૂર આંખોવડે, ધ્યાનથી સાંભળતા ડાયરાને ચકિત કરતાં, નાજા જોગીઆએ શાંત, ગંભીર, અને નિડર અવાજે પ્રત્યુત્તર વાળ્યો.

"બાપુ! આવી ઉંધી હઠ છોડી દીયો; જો શુભને ઇચ્છતા હો, તો એ મારા સ્વામિનારાયણને ભજો; તમારી એકોતેર પેઢી સહિત તરી જશો." નાજાએ વળી ઉમેર્યું.

"એટલે?"

---

* ગોવાળીઆઓના ત્રાસને લીધે પોતાનું વતન બડલી ગામ તજીને ભોંયરામાં વસવા આવેલો.

"એટલે આપનું જીવન વ્યર્થ ન ગુમાવોઃ હજારો સ્ત્રીઓ, અને બાળકોના શાપથી ભ્રષ્ટ થયેલી તમારી બુદ્ધિથી વધુ ન દોરવાઓઃ તમારું અભિમાન ઓછું કરોઃ પ્રભુમાં પ્રીતિ કરોઃ ને તમારું નામ અમર કરો, બા......પુ!" નાજા જોગીઆની જીભમાં જોર આવવા લાગ્યું.

"બહુ થઇ, નાજા, હવે બહુ થઇ. તારા એ બોધ મારે ન જોઇએ."

વાસુર ખાચરે ક્રોધાગ્નિથી સળગી ઉઠી, નાજાને બોલતાં અટકાવ્યોઃ ક્ષાત્રસ્વભાવને વશ થઇ તેનો હાથ ખડગપર પડયોઃ

"તારો હીરો મારા જેવા પારખને હાથ હજુ આવ્યો નથી. તારા એ હીરાને મારે પારખવો છે." વળી ડાયરા તરફ જોઇ દરબારે ત્રાડ પાડીઃ—"સ્વામિનારાયણ અત્યારે કયે ગામ છે?"

"બાપુ! વિસલનગર." ડાયરાના એકે કહ્યું.

"હં! ઠીક છે, નાજા! હું કહું છું તે બરાબર ધ્યાનથી સાંભળઃ"

"ભલે બાપુ."

"જો તારા સ્વામિનારાયણ વિસલનગરથી કાલ સુધીમાં, અહીં નહિ આવે, તો તારા ટીંચણ ભાંગી નંખાવીશ."

બાપુએ મૂળનો નિશ્ચય દર્શાવ્યોઃ ડાયરો સ્થંભી ગયોઃ કારણ બાપુની ક્રૂરતા સહુ કોઇ સમજતું.

"બાપુ! વિસલનગર તો ઘણું છેટું છેઃ સંદેશો પહોંચાડનારા જ બે દિવસ કરે." કોઇએ બાપુને સમજાવવાના હેતુથી કહ્યું.

"એમકે? એણે જ કહ્યું કે, 'સ્વામિનારાયણ ભગવાન છે.' તો ભગવાનને છેટું નડે ખરૂં કે? ભગવાન તો અંતર્યામી હોય; એને સંદેશાની શી જરૂર? મહેતા નરસિંહ અને પ્રહ્લાદે કેટલાંક કેણુ મોકલ્યાં હતાં? સ્વામિનારાયણ ભગવાન હશે અને નાજાનો તેમના પર ખરો ભાવ હશે, તો જરૂર કાલે આવીને છોડાવશે."

બાપુને હિંમત આવીઃ અને નાજાજોગીઆ તરફ હાસ્યમય દૃષ્ટિ ફેંકીને બોલ્યાઃ "નહિતો નાજા કહી દેને, કે સ્વામિનારાયણ ભગવાન નથી !"

"બાપુ ! એ તો તમે ઢીંચણ ભાંગવાની વાત કરી, પણ માથું ભંગાવો તો યે શું ? 'સ્વામિનારાયણ ભગવાન છે' એ વાત અક્ષરે અક્ષર સાચી છેઃ ન આવે તો મારી ભક્તિમાં ઉણપ ઠરશેઃ પણ ભગવાન નથી એમ નહિઃ" જરાય ગભરાયા વગર નાજા જોગીઆએ સંભળાવી દીધું. તેને હૃદયમાં શ્રીજીનાં સાક્ષાત દર્શન થયાંઃ અને તેની રગેરગમાં નવું ચેતન્ય ઉમેરાયું.

"કાલે મારો નાથ જરૂર આવશે." તેણે ભરપૂર હિંમતથી ઉચ્ચાર્યું.

"ઠીક છે, જોઇએ છીએ."–કહી દરબારે એક હાસ્ય કર્યું. × × ડાયરો વીખરાયોઃ સર્વે કાલે શું થશે, એ ઉપર વિચાર કરતાં પોતપોતાને ધંધે જોડાયાં.

× × × ×

"મહારાજ, પધાર્યા છો ત્યારે તો મારે ઘેર ચાર પાંચ દિવસ રહેવાની કૃપા કરો !" વઢવાણ ગામની ધોળી પોળે રહેતા વ્યવહારકુશળ નાગર ભાણજી મહેતાએ, મૂળજી બ્રહ્મચારી સાથે, વીસલનગરથી આવીને પોતાને ઘેર ઉતરેલ સ્વામિનારાયણ પ્રભુને આજીજી કરી.

"મહેતાજી, આજ તો નહિ જ બનેઃ વળી પ્રસંગ આવ્યે વાત :" મહારાજે પણ તેવા જ આગ્રહથી કહ્યું.

"પણ એટલી બધી ઉતાવળ શી છે ?"

"ઉતાવળ કેમ ન હોય ? નાજા જોગીઆને વાસુર ખાચરે સપડાવ્યા છે, અમારે ત્યાં કાલે સવારે પહોંચવાનું છે." મહારાજે કારણ દર્શાવ્યું.

"બાપજી ! રસ્તો ઘણો લાંબો અને વિકટ છે, રાતની વેળા છે, ક્ષણવાર ખમો તો એકાદ ભોમીઆને ઘોડા સાથે મોકલું." ભાણજી મહેતાએ વિનયથી કહ્યું.

"ભલે એમ કરો." મહારાજે કહ્યું.

થોડીવારે મહારાજ, બ્રહ્મચારી, તથા ભોમીઓ ત્રણે સ્વાર થઇ ભોંયરા ગામને માર્ગે ચાલ્યા.

રસ્તો પૂર ઝડપથી વટાવતા વટાવતા જ્યારે સૂર્યોદયને ઘડીની વાર રહી, ત્યારે એ ત્રિપુટિ વર્ષાઋતુનાં પાણીથી ઘુઘવાટા કરતી ભાદર ગોમાને કાંઠે આવી ઉભી રહી.

"સ્વામિનારાયણ, નદી તો નહિ ઉતરાય, પૂર બહુ મોટું છે."–ભોમીઆએ કહ્યું.

"તો શી ચિંતા છે ? બ્રહ્મચારીજી ! તમે, તથા આ ભાઇ, પાણી ન ઉતરે ત્યાં સુધી અહીં ગામમાં નિવાસ કરો." શ્રીજીએ નિશ્ચિંતપણે કહ્યું.

"અને તમે ?"–બ્રહ્મચારીએ પૂછ્યું.

"અમે દિવ્યદેહ ધરીને, આ નદીઓ વટાવશું, સવારે ગમે તેમ કરીને ભોંયરે પહોંચ્યા વિના છુટકો નથીઃ લ્યો, હું જાઉં છું."–એમ કહીને મહારાજ અદશ્ય થયા.

"જેવી તમારી ઇચ્છા." બ્રહ્મચારીએ નિર્વિકાર સ્વરે કહ્યું.

ભોમીઓ તો આ સંવાદ સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થયોઃ તેણે મહારાજની આકૃતિ નિરખવા સર્વ દિશાએ તીક્ષ્ણ દષ્ટિ ફેરવીઃ પણ નિરાશ થયોઃ હવે તેને પ્રભુનું પ્રભુત્વ સમજાયું.

"ચાલો ભાઇ આપણે ગામના રસ્તે, તે તો ગયા : અવિનાશીની લીલા, એ જ એમના ભક્તોને મોટો લ્હાવ છે." ભોમીઆના ગુંચવાતા હૃદયને ઓળખી બ્રહ્મચારીએ કહ્યું.

"ભક્તની વ્હારે દોડતા ભગવાનને કોણ અટકાવી શકે ?" ભોમીએ ટાપસી પૂરીને ઘોડું આગળ કર્યું.

બ્રહ્મચારી મૌન ધારણ કરીને તેને અનુસરવા લાગ્યા.

× × ×

સવારમાં–" નાજા જોગીઆ, ઉઘાડજો ! "

બાલસૂર્ય, ભૂમિની સીમાને ઉલંઘી નથી શક્યોઃ સૃષ્ટિમાં પોતાનું ક્ષણિક સામ્રાજ્ય માણે છે: સ્થળે સ્થળે જીવન પૂરાય છેઃ નિદ્રાયુક્ત મનુષ્યો, આવતા પ્રકાશનો કેમ ઉપયોગ કરવો, તે વિચારમાં જ રહ્યાં છેઃ એવા સમયે સ્વામિનારાયણ નામની ધૂનથી ગાજી રહેલા નાજા જોગીઆને ઘરને બારણે આવીને શ્રીજીએ સાંકળ ખખડાવીને ઉપર પ્રમાણે બૂમ પાડી.

"કોણ? મહારાજ!" નાજા જોગીઆએ બારણું ઉઘાડતાં જ આવનારને ઓળખી લીધાઃ "દયાળુ! આવ્યા!"–કહી ચરણમાં નાજો ઝૂકી પડ્યો.

"હા, ઉઠો, ચાલો અંદર." મહારાજે નાજા જોગીઆનો હાથ ગ્રહીને ફળીયા તરફ ચાલવા માંડ્યું.

"નાજા, કોણ આવ્યું?" નાજાની માએ ઘરમાંથી પૂછ્યુ.

"મા! ભગવાન!" નાજાએ ઉત્તર દીધો.

"વાહ! પ્રભુ વાહ! સંકટ સમયે આવી પહોંચ્યા! ધન્ય ભાગ્ય અમારાં!"–કહીને નાજાની માએ મહારાજને માટે રસોઇની તૈયારી કરવા માંડી.

નાજા જોગીઆએ ફળીઆમાં ખાટલો નાખીને ઉપર ગાદલું બિછાવ્યું; મહારાજ તે ઉપર વિરાજ્યા; નાજો જોગીઓ હાથ જોડીને સામે ઉભો રહ્યો.

"બોલો ભગત! શું દુઃખ હતું?" મહારાજે મંદહાસ્ય કરીને પૂછ્યું.

"મહારાજ! જાણો છો, છતાં પૂછો છો? આજે આવ્યા ન હોત, તો મારા ઢીંચણ સાજા ન હોત." નાજા જોગીઆએ આગલા દિવસની સર્વ હકીકત કહી સંભળાવી.

"હેં? શું કહો છો? ત્યારે તો હું બરાબર સમે આવ્યો છું, ખરૂં ને?"

"હા, પ્રભુ, તમે ન આવ્યા હોત, તો મારી શી વલે થાત?" નાજા જોગીઆએ ફરીથી મહારાજના ચરણમાં શિર મૂક્યું.

“હવે એ વાત કોરે મૂકો, રાતોરાત આવ્યા છીએ; તેથી અમને ઘણા ય કાંટા વાગ્યા છે; તે અમને બહુ પીડા કરે છે; તેને કાઢવાની પ્રથમ તજવીજ કરો.” મહારાજે વાત ફેરવી.

નાજા જોગીઆ ઉભા થયા, ને ઘરમાંથી પાસાબંધી કડીયાની કસ પરથી ચીપીઓ છોડી લાવ્યા, અને એક પછી એક કાંટો, એમ તમામ કાંટા કાઢી નાખ્યા. એટલામાં નાજા જોગીઆની માએ, રસોઈ તૈયાર થઇ જવાથી, મહારાજને જમવા બેસવાની વિનંતિ કરી : મહારાજ અને નાજો જોગીઓ જમવા બેઠા.

જમ્યા પછી, બન્ને દરબાર પાસે જવા નીકળ્યા.

× × ×

“નાજા જોગીઆ, આ રડારોળ શાની?” ગઢની રાંગે ચડતાં ચડતાં હૃદયભેદક સ્વર સાંભળીને મહારાજે પૂછ્યું.

“દયાળુ! દરબારે એવો કાયદો કાઢ્યો છે, કે જે કોઇ ચોરી કરે, તેમના ઢીંચણ ભાંગી નાખવા; ઘણાયના ઢીંચણ આમ ભંગાયા છે; ને ઘણાય નિરાધાર થયા છે: તેમની આ રોકકળ છે! પ્રભુ!”

“શું! વાસુર ખાચર એટલા બધા ક્રૂર છે?”

“મહારાજ! એની ક્રૂરતાનો પાર નથી.”

“ત્યારે તો, અમે એને દર્શન નહિ દઇએ.” મહારાજ પાછા ફરવા લાગ્યા.

“મહારાજ, એમ ન થાય!”

“કારણ?”

“એની ક્રૂરતા આપ વિના છોડાવશે કોણ?”

“હા, એ વાત પણ ખરી.”

આમ વાતો કરતા બેઉ ડાયરા પાસે પહોંચ્યા.

× × ×

“બાપુ! બાપુ! સ્વામિનારાયણ આવ્યા.”

ડાયરો ભરાઇને બેઠેલ છે, કસુંબા ઘુંટાય છે, ને નાજા જોગીઆનું નામ સર્વની જીભ ઉપર રમી રહેલું છે, ત્યાં રાજ્ય ચારણે આવી ઉપરની ખબર આપી.

" શું ? શું ?" ડાયરામાંથી એ જ પ્રશ્ન થયો.

" સ્વામિનારાયણ આવ્યા ! " ચારણે પુન : ઉચ્ચાર્યું.

વાસુર ખાચરના વદને ઝાંખ વળી:

" પણ તમને કહ્યું કોણે ? "

" સ્વામિનારાયણે પોતે. "

" શું કહ્યું ? " ખાચરે ફરીથી પ્રશ્ન કર્યો.

" મળસ્કે 'સ્વામિનારાયણ' સામા મળ્યા, ને કહ્યું કે, તમારા દરબારને કહેજો, કે " નાજા જોગીઆના ભગવાન આવ્યા છે. "

" ખોટી વાત : ગઢવી તમને કોઇએ ભરમાવ્યા હશે; કયાં વિસલનગર ને કયાં આ ભોંયરા ! એમ તે કેવી રીતે આવે ? " દરબારે વાત નકારવા માંડી.

" આવે ! આવે ! દરબાર ! " નાજા જોગીઆને સાથે લઇને આવતા અને ચટકતી ચાલે ચાલતા, પ્રગટ પુરૂષોતમ શ્રીજી મહારાજે ડાયરામાં પગ મૂકતાં જ પડકારો કર્યો.

ડાયરામાંના સર્વની દ્રષ્ટિ મહારાજ પર ઠેરાઇ.

" કોણ એ ? " દરબારે ઉતાવળમાં પૂછી નાખ્યું.

" બાપુ, એ તો મારા પ્રભુ. " નાજા જોગીઓએ આગળ આવી ઓળખાણ આપી.

" વિરાજો ભગવાન ! તમે તો નાજા પર બહુ કૃપા કરી હો ! "

દરબારે ખળતાયુક્ત હાસ્યથી મહારાજને આવકાર આપ્યો.

" હા દરબાર. " મહારાજે પણ ઘટતી જ રીતિથી ઉત્તર આપ્યો: ઘડીભર સૌ શાંત રહ્યા.

" આ રોકકળ શાની ? " અંતર્યામીએ અજાણપણાંને બહાને દરબારને પૂછ્યું.

' સ્વામિનારાયણ! એતો અહીં ચોરી કરે તેના ટીંચણ ભાંગી નાખવાનો રિવાજ હોવાથી, ગુન્હેગારનાં સગાં વાહાંલાંઓ રડે છે; શું કરીએ? એ વગર અપરાધ ઓછા થતા નથી." દરબારે પોતાની નિર્દોષતા બતાવવા પ્રયાસ કર્યો.

"પણ, એ શિક્ષા તો ગુન્હાના પ્રમાણમાં ઘણી જ વધારે કહેવાય." શ્રીજીએ કહ્યું.

"એ વગર ચોરીનો ત્રાસ પણ ઘટતો નથી."

"દરબાર! ડાહ્યા થઈને ભૂલો છો? કળિયુગ છે, દોષ તો દરેકમાં હોય: દોષના પ્રમાણમાં દંડ દેવો, એ જ તમારા જેવા રાજવીને શોભે." મહારાજે દરબારને સમજાવવાનું શરૂ કર્યું: ડાયરો એકચિત્ત થયો: પણ દરબારનું હૃદય પીગળવાને હજુ વાર હતી.

"દરબાર! એટલું તો વિચારો, કે આવા નિર્દય કર્મો કરી યમપુરીમાં શું જવાબ દેશો?" મહારાજે ઉમેર્યું.

"સ્વામિનારાયણ! એ યમના ત્રાસ તો દુનિયાને બીવરાવવાના છે: એવી ધતીંગની વાતો અમે માન્યા કરીએ, તો રાજ્ય કેમ કરી શકીએ?"

"દરબાર! એ ધતીંગ નહિ, પણ સત્ય છે."

'એ મારાથી મનાય નહિ." દરબારે હઠ કર્યો.

દરબારના હઠને લીધે મહારાજે દરબારને મનાવવા નિશ્ચય કર્યો: દરબારપર એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી: તેની વાણી બંધ કરી દીધી: તેની (દરબારની) દ્રષ્ટિ આગળથી ડાયરો ક્ષણવારમાં અલોપ થયો: દેહથી જીવ છૂટો પડતો હોય, તેમ તેમને લાગ્યું: થોડીવારમાં હાથમાં લોઢાના હથોડા લઈને ભયંકર રાક્ષસી આકૃતિવાળા બે યમ, દાંત કકડાવતા કકડાવતા તેમના સમક્ષ આવીને ઉભા રહ્યા!

દરબારને પોતાનું શૌર્ય જતું જણાયું: હૃદયમાં ફાળ પડી: ને શરીરે કંપારો છૂટયો: પણ આ ફેરફારોથી યમોના ઉપર કાંઇ

અસર ન થઈ: તેઓ તો દરબારના ઢીંચણપર હથોડાના ઘા તડોતડ મારવા લાગ્યા: દરબારથી હવે રહી ન શકાયું:

"બચાવો, બચાવો, હે સ્વામિનારાયણ, ક્ષમા કરો, બચાવો, યમપુરી સાચી: તમે ભગવાન સાચા: તમારૂં કહેવું સર્વ સાચું: કૃપા કરીને બચાવો."

ડાયરો અત્યાર સુધી દરબાર કેમ ન બોલ્યા ! તે ઉપર વિચાર ચલાવતો હતો: ત્યાંતો દરબારે અચાનક આવી બૂમ પાડી: મહારાજે તેમને યમપુરી બતાવી:

ડાયરાની પ્રાર્થનાથી, અને પોતાની દયાથી, ત્રાહિ ત્રાહિ કરતા દરબારને શ્રીહરિએ ફરીથી દેહમાં આણ્યા.

"મહારાજ! માફ કરો, હવેથી આવું વર્તન નહિ કરૂં: એવી પીડા મારે મુવા પછી ભોગવવાની ઇચ્છા નથી: મને **વર્તમાન** ધરાવો." દરબારે દેહમાં આવતાંની સાથે જ ગદ્દગદ્દ કંઠે વિનંતિ કરી.

"દરબાર, ખરા સત્સંગી થજો: કરેલા પાપનો પશ્ચાત્તાપ કરજો: અપંગ થએલાઓને યોગ્ય જીવાઇ આપજો: નાના ગુન્હાવાળાઓને છોડી મૂકજો: ને સુખથી ધર્મમાં વર્તજો: તમારૂં તથા આ સર્વનું નામ લેવાને કાળ, કર્મ, કે માયા કોઇ સમર્થ નથી: સ્વામિનારાયણનો ભજનાર નિ:શંક કલ્યાણને પામશે" શ્રીજીએ **વર્તમાન** ધરાવતાં કહ્યું.

ત્યારથી સ્વામિનારાયણ નામનું રસાયણ વાસુર ખાચરના ઘટેઘટમાં વ્યાપી રહ્યું: ને આખું ભોંયરા ગામ સત્સંગી થયું.

નાજા જોગીઆની ભક્તિ દૃઢ થઈ: મહારાજે તેમને ગઢપુરમાં પોતાની સમીપે વસવાની આજ્ઞા કરી !

જેના સહાયક શ્રીહરિ પોતે જ છે તેને દુ:ખ કયાં સુધી રહે ?



# દસ્તાવેજ

"એ મોટા ગગા ! આ તારે પગે પડું છું: ભલો થઈને મારું ખત પાછું દે, મારા બાપ ! આમ હું રાંકને દીકરા કાં રગરગાવ ?"

'પણ હું શું કરું કાકા, આમાં મારો કાંઈ વાંક છે ! મારા બાપે અચાનક ગામતરું કર્યું: અમારાથી પૂછગાછ કંઈ થઈ નથી: તેમ એમનાથી ભલભલામણ પણ અપાણી નથી: માટે તમારા ખતની કંઈ ખરખબર અમને નથી લ્યો !"

"એ, સારા માવતરનું છોરું થઈ આવું ન બોલ ન, મારા બાપ ! તારા મુખમાં આવું વેણ ન શોભે, દીકરા ! જો આ ફાંટ ભરીને રૂપીઆ લાવ્યો છું: ભા, તે તારા ગણી લે: અને મારું ખત રાજી થઈ પાછું દે."

"કાકા, તમારા સમ ખાઈ કહું છું, કે તમારા ખત સારૂ ઘરનો ખૂણે ખૂણો જોઈ તપાસ્યો: ઘરના જૂના ગાભા પણ વીંખી વીંખીને જોયા: છતાં તમારું ખત હાથ ન લાગ્યું, તે ન જ લાગ્યું: કહો હવે આમાં અમારે શું કરવું ?"

"એ ગગા, રાખ્ય રાખ્ય, હવે કાંઈક શરમ રાખ્ય ! તારો ને અમારો ત્રણ પેઢીનો નાતો જૂનો ! એ જૂનવટ આજ કાં ભૂલ્ય મારા બાપ ? કાંક સમજ સમજ દીકરા, પ્રભુ તારો રાજી છે: તારું ઘર પોચતું છે: તારા ઘરની આબરૂ સામું તો જો, અને પછી બોલ્ય મારા બાપ !–"

—"અને એ ગગા ! હું બચરવાળ ગરીબ આદમીને આમ અંતરીયાળ ન રઝળાવ્યઃ એ મોટા, ખરે વખતે એ ખત મારા બચળાંની જીવનદોરી છે હોઃ માટે મારા પ્રાણ, મારૂં ખત ભલો થઇને દે દેઃ આમ અધવચ મને ન લટકાવ."

"કાકા, હવે જો ભોં મારગ દે, તો સમાઇ જાઉં ! એવું થઇ જાય છેઃ પણ આ તમારાં હૃદયવેધક વેણ મારાથી ખમ્યા નથી ખમાતાંઃ આ તમારો રગરગાટ સાંભળ્યો હવે નથી જાતોઃ શું કરૂં, મારી નાખી નજર ક્યાંઇ નથી પડતીઃ તમારૂં ખત હું ઓળવું એવો નથી, કાકા સમજ્યા કે ! એ તમારે મન ખચિત માનજો."

ઉમરેઠ ગામની બ્રહ્મપોળમાં આવેલા બ્રહ્મવેત્તા બ્રાહ્મણના એક ઘરમાં ઉપર પ્રમાણે રકઝક ચાલી રહી છેઃ વાતનો નિવેડો આવે એવું જણાતું નથીઃ રસાકસી ખૂબાખૂબ વધી પડી છેઃ એવામાં ઘરમાં ટોકરીનો ટણણણ અવાજ થયો, અને સાથોસાથ–

"આ અવસર કરૂણાનિધિ, કરૂણા બહુ કીધી,
મુક્તાનંદ કહે મુક્તિ, સુગમ કરી સીધીઃ
જય સદગુરૂ સ્વામી."

એ મધુરી આરતિ બોલાતી સંભળાઇઃ તત્કાળ આરતિ પૂરી થતાં દેવાધિદેવ સ્વામિનારાયણને નમી, સાક્ષાત શ્રુતિના અવતાર સમી મુખમાંથી શિક્ષાપત્રીના શ્લોકોની ધારાને છોડતી બ્રહ્મબાળા કંકુનાં પગલાં પાડતી ઓસરીમાં આવી ઉભી રહી, અને બોલીઃ

"કાકાજી, તમારો દસ્તાવેજ જો સ્વામિનારાયણ સહાય કરશે, તો આજ સાંજ પહેલાં ઘેર બેઠાં તમને પહોંચતો કરીશું, સમજ્યા કે ! જાઓ, ઘેર જઇને નિરાંતે સવામણની તળાઇમાં સુઇ રહોઃ જ્યાં સુધી અમારામાં અમારાપણું હશે, ત્યાં સુધી અમારા ઘરનો નોક નહિ જવા દઇએ સમજ્યા ને !"

"ભલે બા, બેન, તારા કોઠામાં મારો ભગવાન વસ્યા છે, એટલે તમારામાં પાણી નહિ મરે, ઇ મને ખાત્રી છે." એમ વૃદ્ધ બોલતો બોલતો પોતાને ઘેર ગયો.

"નાથ, ગરીબની ધા સારી નથી હો! અગ્નિગર્ભા શમી સમી ગરીબની ધા શાસ્ત્રોમાં વર્ણવી છે, તો એ ધા આપણને ન લાગે એમ કરો. પ્રાણ, હું શૂલપાણિના ત્રિશૂલથી બીતી નથી: યમના લોહ-દંડથી ભય પામતી નથી: ઇન્દ્રના કઠોર વજ્રથી કંપતી નથી: જેવી ગરીબની ધા લાગવાથી બીઉં છું, તેવી એ દેવોના સંહારક આયુધોથી બ્હીતી નથી: ધા લેનારનું અંતર ઝીપટાની જેમ ઝરડ ઝરડ અહોનિશ બળ્યા કરે છે: એવું મેં વૃદ્ધોના મુખથી સાંભળ્યું છે: તો કરાળ કૃત્યા સમી એ ધીકતી ધાથી દૂર રહેજો: એવું આ આપની કિંકરીનું કહેવું છે."

"સુલોચના, હું તમારૂં કહેવું બધું યે સમજુ છું, પણ સમજો કે, જ્યાં મૂળ નથી, ત્યાં શાખાની ક્યાં વાત કરવી? જ્યાં ખતની જ સૂળ ખબર નથી, ત્યાં સાંજ પહેલાં લાવી આપવાની ક્યાં વાત કરવી? ખરેખર, ગૃહદેવી, આપણે માથે આજે ધર્મ-સંકટ આવી પડયું છે."

"નાથ, શોચ શીદને કરો છો? શોચ કરે શું વળવાનું છે! કંચનને જ્યારે અગ્નિમાં નાખે છે, ત્યારે તેની કાંતિ વધુ ઝળકે છે: વિપત્તિ એ તો એક માનવ જાતની કસોટી છે: એ વિપત્તિથી મનુષ્યની કેટલીક તિતિક્ષા છે, એ અંકાય છે: અયોધ્યાની ગાદી ઉપર અનેક રાજાઓ થઇ ગયા; છતાં રઘુનંદન રામ, અને ત્રિશંકુ-પુત્ર હરિશ્ચન્દ્રનાં નામો અયોધ્યાને આંગણે અમર બન્યા, તેનું કારણ શું? કારણ એ જ કે તેઓએ વિપત્તિનિ સળગતી ભઠ્ઠીમાંથી સોંસરી પોતાની કુંદન સમી કાયાને કાઢી! એ બધું તમારાથી ક્યાં અજાણ્યું છે?"

"નાથ! શુદ્ધ, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ સત્સંગીના સિંહ સમા સંતાન બની આજ આમ માયકાંગલા કાં બનો? ઉઠો, સ્વામિ-નારાયણનું સ્મરણ કરો: પુરૂષાર્થ કરો: સદ્‌ગુરૂનું શરણ

અહોઃ તેમના ચરણમાં માથું મૂકો, અને માથે ઝઝૂમી રહેલા સંકટનું કથન કરો! પ્રાણેશ, મેં સાંભળ્યું છે, કે આપણા અહીંના મંદિરમાં હાલમાં સ. ગોપાલાનંદ મુનિ વિરાજે છેઃ એ યોગીન્દ્રનો યોગ–પ્રતાપ દશે દિશામાં જાણીતો સંભળાય છેઃ માટે મારા પ્રભુ, અત્યારે ને અત્યારે આપ મંદિરમાં સીધાવો, અને ત્યાં જઇ એ યોગીન્દ્રનાં દર્શન કરી પ્રથમ અંતરની સળગતી આતશને બૂઝાવો."

"ધન્ય, ધન્ય! સત્સંગના રંગમાં રંગાયલી રમણી! તું રમણી નથી પરંતુ રમણી–રત્ન છોઃ તું સ્ત્રી નથી, પણ સાક્ષાત દેવી છોઃ તું ખરેખર ઉભય કુલને ઉદ્ધારનારી કુલદેવતા છો!"

"પ્રાણ–વલ્લભ! મારામાં એવું કંઇ નથીઃ હું તો આપની દાસી છુંઃ છતાં જ્યારે હું નાની હતી, ત્યારે મને મારી માતાએ બાળવયમાં ધાર્મિક કેળવણી આપી હતીઃ તેનો આ પ્રભાવ છેઃ વધુ શું કહું! હૃદયદેવ, હું વચનામૃતના ધાવણને ધાવી ધાવી મોટી થઇ છુંઃ આજે એ સંસ્કારથી ઘરના કામકાજથી પરવારી વચનામૃતનો ગ્રંથ લઇ બેસી જાઉં છુંઃ પાંચ વખત પ્રભુની માનસીપૂજા કરૂં છુંઃ શિક્ષાપત્રીના નિયમોનું બારીકાઇથી પાલન કરૂં છુંઃ આત્માને ઉન્નત બનાવવા શ્રીમુખના તત્ત્વજ્ઞાનનો ખોરાક લઉં છુંઃ સત્સંગિજીવનમાં આવેલી સતી–ગીતાના આદેશોનું પાન પગલે પગલે કરૂં છુંઃ સેવા તો સ્વામિનારાયણની જ રાખું છુંઃ **વ્હાલા મારા ભાંડરડાંથી યે પંચ–વર્તમાન મને વધુ વ્હાલાં છેઃ** પતિદેવ, ઉઠો વિલંબ ન કરો, હવે ઝટ મંદિર પ્રતિ પ્રયાણ કરો."

સુમુખીના સદુપદેશથી જોસમાં આવેલો પતિ મંદિર તરફ ચાલ્યો.

× × ×

ઉમરેઠ ગામના મંદિરના ઓટલા ઉપર ચાર ભૂદેવો વાર્તાલાપ કરી રહ્યા હતાઃ એકે કહ્યુંઃ "ભાઇ, એ તો સિદ્ધ યોગીન્દ્ર છે હોઃ નહિ તો કંઇ આમ હોય! જુઓને આજ મંદિરના

પગથીઆં કાઢવાનો હુકમ અહીંનો કુમાશદાર લાવ્યો હતો: અને એ કુમાશદારે અધિકારમાં અંધ બની એ યોગીન્દ્રને પાંચવડીયે બાંધી દરબારમાં લાવવા પાંચ સિપાઇઓને, તોરમાં આવી જઇ, મોકલ્યા: તત્કાળ યોગીન્દ્ર સિપાઇઓ સાથે લાલચૂમ નયનો ઘૂમાવતા દરબારમાં આવ્યા, અને હાક મારી, 'ક્યાં છે એ કુમાશદાર ? લાવો મારી પાસે !' આમ જ્યાં બોલ્યા, ત્યાં શું કહું ભાઇ, કુમાશદારને જે બીક લાગીના તે ઓરડામાં ઘૂશી ગયા: યોગીના મુખમાંથી શાપ નીકળી ગયો: 'અમને બાંધતાં પહેલાં તમે બંધાઇ જશો' એમ બોલતા બોલતા યોગી મંદિરે આવ્યા: પણ હું શું કહું ભાઇ, જે દિવસે યોગીને દુભવ્યા તે જ સાંજે ગાયકવાડ સરકારનાં પાંચ માણસો આવ્યા, અને કોઇ રાજકીય ગુન્હાસર કુમાશદારને પાંચવડીયે બાંધી વડોદરા લઇ ગયા: અને ત્યાં એ ભાઇ બરતરફ થયા: એવો એને માથે ગુન્હો સાબીત થયો ! એવા એ યોગીન્દ્ર છે હો !"

"એ યોગીન્દ્રનું નામ શું ?" એમાંના અજાણ્યા કોઇ ભૂદેવે પૂછ્યું:

"એમનું નામ છે ગોપાલાનંદ સ્વામી: સ્વામિનારાયણ ભગવાનના એ સાધુ પુરૂષ છે: એ પુનિતાત્માના દર્શન કરી આત્માને પાવન કર્યા જેવું છે હો:" પહેલાએ ઉત્તર આપ્યો:

"ભાઇ, આજ ગામને ગોંદરે બ્રાહ્મણોએ હઠ લીધી હતી, કે જો સ્વામિનારાયણ ભગવાન હોય તો શંકરાચાર્યની જેમ પાડાને મુખે વેદ બોલાવે તો અમે તેમને ભગવાન માનીએ: શ્રીજી કહે: ભાઇ પાડો નહિ, પણ પાડા જેવો બુદ્ધિહીન મનુષ્ય હશે, અને તેની પાસે વેદ બોલાવ્યા હશે !–'ત્યારે બ્રાહ્મણો બોલ્યા' : 'તમે પણ પાડા જેવા મનુષ્ય પાસે વેદ બોલાવો !'–મહારાજ કહે : 'હા લાવો એવો પુરૂષ.'–તત્કાળ ગામમાંથી જડ અને મૂઢ જેવો કાળો, કદરૂપો, ખૂંધો, મહા મતિમંદ, હરિ ભટ નામે બ્રાહ્મણ બોલાવી ભૂદેવોએ હાજર કર્યો:

તત્કાળ મહારાજે દૃષ્ટિ કરી: ત્યાં તો હિમગિરિના શિખર-માંથી ગંગાની ધારા છૂટે, તેમ અંગે સહિત ચારે વેદ અભણ બ્રાહ્મણ બોલવા લાગ્યો !

આવો ચમત્કાર જોઇ સર્વે મહારાજના ચરણમાં પડયા, અને સાક્ષાત ભગવાન જાણી તે વખતે તે બ્રાહ્મણો બધા સત્સંગી થયા: માટે ભાઈ, જેમના ગુરૂ સમર્થ, તેમના શિષ્ય પણ સમર્થ હોય, એમાં શી નવાઇ !' ત્રીજાએ ઉપર પ્રમાણે વાત કરી:

ચોથો બોલ્યો: "અરે ભાઇ, ગોપાલાનંદ સ્વામીની શી વાત ! એમની તો સ્વામિનારાયણ ભગવાનની સાથે એકતા છે એકતા ! જુઓ સાંભળો :

"એક વખત, આ મંદિરમાં ગોપાલાનંદ સ્વામી પૂજામાં બેઠા હતા: શ્રાવણ માસના દિવસો જતા હતા: તેવામાં કોઇ હરિભકતે સ્વામીને જનોઈ કરવા સુતરનો ફાળકો લઇ આપ્યો: સ્વામીએ તે જ વખતે મહારાજની પ્રતિમાને તે પહેરાવ્યો: તે વખતે ભંડારમાં કેશવદાસજી નામે સાધુ હતા, તે ખડખડ હસવા લાગ્યા: ત્યારે કોઇકે પૂછયું: 'સ્વામી, કેમ હસો છો?' ત્યારે સ્વામીએ કહ્યું, કે એતો અક્ષરધામમાં સાક્ષાત શ્રીજી મહારાજ સુતરનો ફાળકો વેંજ-યંતાની જેમ ધારણા કરી રહ્યા છે, એ જોઇ મને હસવું આવે છે: આ પ્રમાણે ગોપાલાનંદ સ્વામી અને અક્ષરધામની એકતા સાધુ કેશવદાસજીએ જણાવી હતી: માટે ભાઇ, આ ગોપાલાનંદ સ્વામી બહુ સમર્થ છે હો !"

આમ ચારે જણા વાતચીત કરી રહ્યા છે, તેવામાં દ્વિજપુત્ર મંદિરના સિંહ–દ્વારમાં દાખલ થયો, અને ત્વરિત વેગે મંદિરમાં જઈ, દર્શન કરી, ગોપાલાનંદ મુનિના આસને નમન કરી નીચું જોઈ બેઠો: ચિંતાથી ઘેરાયેલા દ્વિજ–પુત્રને નિહાળી મુનિવર બોલ્યા:

"ભૂદેવ, કેમ કલાહીન જણાવ છો ?"

"દયાળુ ! શું કહું ! ધર્મ–સંકટ માથે આવી પડયું છે: એ સંકટમાંથી બચાવો, તો બચ્યું એમ છું: તેમાંથી તારો તો તરી

શકું એમ છું." દ્વિજપુત્રે સ્વામી પાસે કોઠો ખોલી વાત કરવા માંડી:

"કૃપાળુ ! મારા પિતા મને નાનપણમાં મૂકી પરલોક સીધાવ્યા: મારા પિતાએ અમારૂં ઘર ઘરાણે રાખ્યું હશે ! તે ઘર સંબંધીનું ખત મારા પિતા પાસે હશે: એ વાતને આજ ઘણું વીતી ગયું: હવે મૂળ ઘરધણી કહે છે, કે મારો દસ્તાવેજ લાવો, અને આ તમારા રૂપીયા ગણી લ્યો: કરૂણાળુ ! હું ઘરમાં ગોતી ગોતીને થાકયો, પણ એ ઘરધણીનો દસ્તાવેજ નીકળ્યો નહિ: જેથી ગળે ટૂંપો ખાવાનો વખત આવ્યો છે: નિર્મળ યશની ઉપર કાજળ ઢળવાનો કઠણ સમય આવ્યો છે, એથી અંતર ઉદાસ રહે છે: દયાનિધિ ! બીજું કંઈ નથી, પણ કેવળ મારે માથે અપયશ ચડે છે: જગત કહેશે કે બાપ જતાં દીકરાએ જરૂર દસ્તાવેજ ઓળવ્યો: એવું કલંક મારે માથે આવી પડશે, તો એ કલંકથી છૂટવા, જગતને મારી જાત નિષ્કલંક બતાવવા અને ઘરધણીનો ધા પોકાર મટાડવા, યતિવર ! આપને શરણે આવેલ છું: માટે શરણાગતની સહાય કરો: વધારે શું કહું ? હે યોગીવર ! જો આ વખતે મારી ઉપેક્ષા કરો, તો નિરાધાર એવો હું કેની પાસે જઈને રોઉં ? તે કહો: રોઈને કોઠો ખાલી કરૂં, એવું મારે એકે ય સ્થાન તમારા સિવાય બીજું નથી." આવું કહેતાં બ્રાહ્મણના નેત્રમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં.

મુનિવરે આશ્વાસન આપ્યું: "છોકરા, રડમા 'अभयं शरणागतस्य' સત્સંગની સેવા કરવા અમને સ્વામિનારાયણે રાખ્યા છે: સ્વામીનારાયણ સાક્ષાત મહાપ્રભુ દુ:ખિયાંનું દુ:ખ દેખી શકતા નથી: તો પછી ભગવાનના આશ્રિતોનું દુ:ખ અમારાથી કેમ જોવાય ? **પ્રભુને ચીલે ચીલે ચાલવાનું અમારે પરમહંસોને રહેલું છે."**

એમ કહી તુરત સ્વામીએ બીજી બાજુ જોયું અને બોલ્યા:

"કોણ છે એ ? સમાધિવાળા સાધુ કે ?"

"હા, સ્વામી, શી આજ્ઞા છે ?"

"આમ આવો, તમે જરા અક્ષરધામમાં જાવ, અને આ દ્વિજ–પુત્રના પિતાને પૂછીઆવો, કે તમે દસ્તાવેજ ક્યાં મૂક્યો છે ?"

"બહુ સારૂં દયાળુ !" કહી સમાધિ વાળા **દિવ્ય દેહે તુરત** અક્ષરધામમાં ગયા, અને કેટલીક વાર પછી **તપાસ કરી** પાછા આવ્યા.

"કેમ શા સમાચાર ?"

સ્વામીએ અધિરાઇથી પૂછ્યું.

"દયાળુ ! અક્ષરધામમાં તપાસ કરી આવ્યો, પણ દ્વિજ–પુત્રનો પિતા તો જોવામાં ન આવ્યા."

"ઠીક." મુનિએ કપાળમાં કરચલી પાડી.

"આ છોકરાના બાપને કયા સાધુ સાથે હેત હતું ?"

"આમોધાનંદ સ્વામી સાથે." કોઇ અનુભવી સાધુએ કહ્યું.

"અમોધાનંદ મુનિને શેનું વાંચન હતું ?"

"રામાયણનું."

"ઠીક."

"ત્યારે તમે સ્વામી, વૈકુંઠમાં જાવ, ત્યાં તમને તે મળશે."

તત્કાળ સમાધિવાળા વૈકુંઠમાં ગયાઃ ત્યાં અમોધાનંદ મુનિ રામાયણની કથા કરતા હતાઃ અને સામી બાજુ દ્વિજ–પુત્રનો પિતા એકાગ્ર ચિત્તે શ્રવણ કરતા હતાઃ ત્યાં જઈ સમાધિવાળાએ કહ્યું, કે 'તમે દસ્તાવેજ ક્યાં મૂક્યો છે ? એ દસ્તાવેજ મૂળ ધણી લેવા આવ્યો છે, માટે હું તમને પૂછવા આવ્યો છું.' ત્યારે તેણે કહ્યુંઃ 'જુઓ, પહેલો નહિ, બીજો નહિ, પણ જે ઘરનો ત્રીજો પાટડો છે, તેમાં ડગળી મારેલી છે, એ ડગળી ખોલજો; એમાંથી દસ્તાવેજ નીકળશે.'–તત્કાળ સમાધિવાળાએ સ્થૂલ દેહમાં આવી ગોપાલાનંદ સ્વામીને વાત કરી કે–"ઘરના ત્રીજા પાટડામાં ડગળી પાડી દસ્તાવેજ મૂક્યો છે, માટે લઈ લેજો, એમ કહ્યું છે."

આવું સુણતાં દ્વિજ–પુત્ર ઘર તરફ દોડયો, અને ઝટ ઘેર આવ્યોઃ પતિની ગૃહાંગણે એકીટસે વાટ જોતી બ્રહ્મબાળા ઉભી હતી, ત્યાં હર્ષથી દ્વિજ–પુત્ર બોલ્યોઃ

"દેવી, વધામણી."

"શું નાથ?"

**"દસ્તાવેજ!"**

" કયાં ? "

" આપણા ઘરમાં."

" હેં, શું કહો છો ? "

" હા દેવી, ચાલો બતાવું."

પતિએ પાટડાની ડગળી ખોલી, અને તેમાંથી મૂર્ત્તિમાન દસ્તાવેજ કાઢયોઃ તેને નવ દંપતિએ આનંદથી ઝરતાં આંસુડાંએ વધાવ્યો, અને સાંજ પહેલાં એ દસ્તવેજ મૂળ ઘરધણીને મળી ગયો.

તે દિવસ 'દસ્તાવેજ' 'દસ્તાવેજ,' ઘરોઘર ઉમરેઠમાં થઇ રહ્યો.



# માનમર્દન

" બોલો શ્રી સ્વામિનારાયણનો જય, જય, જય ! "

જેતલપુરના યજ્ઞની પૂર્ણાહૂતિ થતાં ઉપરોક્ત ઘોષણાયે દિગંતને ગજવી મૂકયાં : તે સાથે જ વામમાર્ગીયોનાં મુખ ઝાખાં પડયાઃ ઇર્ષ્યા ભાવથી તેઓનાં હૃદય ખાખ થયાઃ શાસ્ત્રાર્થ કરતાં વામમાર્ગી વિપ્રોના સિદ્ધાંતને શ્રીજીએ તોડી પાડયોઃ અને પછી તુરત પોતાના લાડીલા આશ્રિતોના સાથે તે મહાપ્રભુએ ગામ **ગામડી** તરફ પોતાનું પ્રયાણ શરૂ કર્યું.

સુરોખાચર, અલૈયાખાચર, રતનજી બાપુ, ભગુજી, મીયાંજી, નાજો જોગીયો, મુક્તાનંદ સ્વામી, સ્વરૂપાનંદ સ્વામી, મુકુંદ બ્રહ્મચારી, મુળજી બ્રહ્મચારી વિગેરેનો સાથ મહારાજ સાથે હોય જ ને ! એ કાઠી રાજવીઓ, એ ઘોડાં, અને એ મહારાજની છાયા સમી ન્હાનીશી દાઢી વાળી બ્ર. મૂળજીની મૂર્ત્તિ ! એ દેખાવ અદ્‌ભુત હતોઃ ચાલતા ચાલતાં **ગામડી** આવી પહોંચ્યુંઃ શ્રીજીએ ત્યાં રાતવાસો કર્યોઃ

બીજે દિવસ પ્રભાતમાં, શ્રીજી અને તેમનો લાડીલો સાથ શ્રીનગર (અમદાવાદ) તરફ જવા સુસજ્જ બન્યાંઃ પ્રયાણ આદર્યુંઃ સુરાખાચરની મીઠી નિર્દોષ ઠેકડીઃ મહારાજનું મરકવું–સર્વ સાથીઓની હસાહસ–એ લીલા કરતાં કરતાં આવ્યું શ્રીનગરઃ શ્રીમાળી હરિભક્ત વૈદ્ય અંબારામ સામા આવ્યાઃ મહારાજે તેમને મેડે ઉતારો કર્યોઃ વળતે દિવસ સવારમાં જ દારિદ્રયમૂર્ત્તિ શુકલ

પ્રાણનાથ શ્રીજીનાં દર્શને આવ્યાઃ શ્રીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી શ્રીજીની સન્મુખ હાથ જોડી ઉભા રહ્યા.

"લ્યો, શુકલ, આ ઉતરી!"

પોતાની ડોકમાંથી સાવ સોનાની નવી નક્કોર ઉતરી કાઢી આપતાં શ્રીજીએ પ્રાણનાથ શુકલને કહ્યું:

શુકલ ખુશી થયાં, શ્રીજીનાં કરૂણામય લોચનમાં તેણે પોતાનું લોચન સાનંદ ઠેરવ્યું: પછી કેટલાક દિવસ સુધી વૈદ્ય અંબારામ, પ્રાણનાથ શુકલ અને બીજાં કેટલાંક શ્રીનગરનાં આશ્રિતો મેડા ઉપર બેસી શ્રીજીના ઉપદેશામૃતનું પાન કરતા.

× × ×

આ સમયે શ્રીનગરના સુબા તરીકે વિઠુબા કરીને હતાઃ તેએ વામ માર્ગી હતાઃ

× × ×

એક દિવસ કોઇએ સુબાને ભંભેર્યો: "અરે સાહેબ, આપના શહેરમાં સ્વામિનારાયણ આવ્યા છે. તે જાતે બ્રાહ્મણ નથી અને બ્રાહ્મણોને ઉપદેશ આપે છેઃ યજ્ઞો કરે છેઃ અને પાખંડ ચલવી રહ્યા છે: તેને તુરત ગામમાંથી કાઢી મુકોઃ નહીંતર તમારૂં સત્યાનાશ વાળશેઃ આપના પિતાને તેણે જ મારી નાખ્યા છે."

"હેં સાચી વાત?"

"હા જીનાબ."

"કયારે આવ્યા?"

"બે ચાર દિવસ થઇ ગયા."

"ઠીક, હું જોઇશ, તેનું પાખંડ કેમ ચાલે છે, તે હું જોઇશ."

વિઠુબાની આંખ્યોમાં ઝેર આવ્યું: મનમાં સંકલ્પ કર્યો– "ઠીક છે, કાલે હું સ્વામિનારાયણને દરબારમાં બોલાવું, તેને એકને જ મારી પાસે આવવા દઇશ,–ઓરડામાં યુક્તિ પૂર્વક એક તેલનું ટાંકું ગોઠવું, તેના ઉપર ખપાટીયા ગોઠવું, અને તે ઉપર

સુશોભિત કિનખાપનાં ગાદી તકીયા બિછાવું, હં, ો બેસશે કે ખપાટીયા તૂટશે, અને તે તેલમાં બૂડી મરશે: અહા, કેવો ઉપાય ? હા, ઠીક છે : "

આવો સંકલ્પ કરી, વિઠુબા પોતાના ભુવને દરબારમાંથી વિદાય થયો :

બીજે દિવસે સવારમાં રાજ્યના કેટલાક માણસોને, શ્રીજીને બોલાવી લાવવા શ્રીમાળી અંબારામને ઘેર સુબાએ મોકલ્યા.

સુબાનું તેડું જોઇ, શ્રીજીએ મળવા જવા તૈયારી કરી; સર્વ સત્સંગી સાથ સાથે જ હતો : પેશ્વાઇ ધામધુમ સાથે શ્રીજી ભદ્રમાં દરબાર હતો ત્યાં પહોંચ્યા : વિઠુબાએ કહેવરાવ્યું, કે "સ્વામિ-નારાયણ સિવાય કોઇ મને મળવા ન આવે, એકાંતમાં તેમને એકને જ મળવાથી મને આનંદ થશે."

પરન્તુ જડભરત જેવા સન્યાસી દેવાનંદ સ્વામિ ઝાલ્યા રહે તેવા ન હતા: તે તો મહારાજની સાથે જ વિઠુબાના ઓરડામાં દાખલ થયા: "પધારો મહારાજ: આ ગાદી ઉપર બેસો." વિઠુબાએ આવકાર આપ્યો.

"ના જી, એ ગાદી તો કોઈ રાજવીને છાજે તેવી છે, અમે તો સાધુ છીએ, અમારે આવા સન્માન ન હોય!"

એમ બોલતાં મહારાજે ગાદી ઉપર પોતાના હાથમાં રહેલી સોટીનો એક છેડો દાબ્યો ! કે તુરત ગાદિ અને તકીયા, ઓછાડ, અને ખપાટીયાં, કુડુડુધુસ તેલના ટાંકામાં પડયાં ! *

---

*શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા કૃત "સહજાનંદસ્વામી"માં વિશેષ એવો ઉલ્લેખ છે, કે આ ગાદી વિગેરે શ્રીજીએ તેલનાં ટાંકામાં પાડયાં, તે ઉઠતી વખતે પાડયાં: અને તે પહેલાં તે ગાદીથી ઉતરતું: આસન મહારાજે સ્વીકારેલું: વિઠુબાએ તેમના સન્મુખ નાયકા પાસે નાચ કરાવેલો: શ્રીજીની દ્રષ્ટિથી તે નાયકા સમાધિનિષ્ઠ થઇ: સમાધિમાં તેણે નરકયાતના અનુભવી: અને જાગ્રત થયા પછી તેણી શ્રીજીનાં શરણમાં પડી: શ્રીજીએ તેને સદ્ઉપદેશ આપી તેનો ધંધો છોડી દેવા આજ્ઞા કરી વિ.

સન્યાસી દેવાનંદ સ્વામીની આંખો લાલ બની: શાપ દેવાને હસ્ત ઉંચો કર્યો: શ્રીજીએ તે પકડી રાખ્યો: સન્યાસીને શાંત કર્યા:

કરૂણામય લોચનથી શ્રીજીએ સુબાને કહ્યું: "આ વર્તન તમારા જેવા સુજ્ઞને ન શોભે, જગદાધાર આ પાપને નહિ સહન કરે!"

સુબો મુંઝવણમાં પડયો: બોલવાની ગતાગમ ન રહી: ક્ષણ પછી સહજ ઉંચુ જોયું: અને તે બેશરમ બોલ્યો:

"સ્વામિનારાયણ તમારે આજથી અમદાવાદ છોડી જવું ઇડરીયે દરવાજે થઈ પાછા વળો: જો જો અમદાવાદમાં ફરી પાછો પગ મૂકયો છે તો!"

મહારાજ હસ્યા: "કેમ, કયાં સુધી ન આવીયે?"

"જ્યાં સુધી પેશ્વાનું રાજ્ય હોય ત્યાં સુધી."

"બસ, એટલું જ ને!" એમ કહી મહારાજે અને તેમના સાથીઓએ દક્ષિણાદે દરવાજેથી જેતલપુર જવા માટે તૈયારી કરી:

દરવાજામાં પેસતાં, દરવાને સુબાનો હુકમ સંભળાવ્યો: શ્રીજીને અટકાવ્યા:

મહારાજે પછી બારે દરવાજે દર્શન આપ્યાં; ઇડરીયે દરવાજેથી નીકળ્યા, સામો જ કોઇ પ્રેમી હરિભક્ત મળ્યો:

મહારાજને તેણે બરફીની માટલી ભેટ ધરી:

તેમાંથી થોડું થોડું આરોગતા, મહારાજ ગામ મોટેરે પહોંચ્યા: ત્યાં સભા કરી.

સુબાની નઠોરતા ઉપર ચર્ચા થઇ:

થોડા રોજ પછી સાંભળ્યું, કે અમદાવાદ પેશ્વાના હાથમાંથી ગયું! ખરેખર ગયું! અંગ્રેજોની સત્તા ત્યાં આવી પડી!

એ રીતે શ્રીજી પ્રત્યેના વિઠુબાના વચનોની નિષ્ઠુરતા વિઠુબાના હૈયે જ વાગી : સ્વામિનારાયણનો વિજય થયો !

× × ×

અંગ્રેજોએ શ્રી સ્વામિનારાયણને ખુદા પ્રમાણ્યા : તેઓએ શ્રીજીને મંદિર કરવા મફત જગ્યાઓ આપીઃ ત્યાં નરનારાયણ દેવની પ્રતિષ્ઠા થઇઃ અને ડંકો વાગ્યો જગ સમગ્રમાં શ્રી સ્વામિનારાયણના નામનો !



# બ્રહ્મરાક્ષસ

" હાશ, વિશ્વંભર ! માંડ પુગ્યા ! હવે તો આ સામું દેખાય એ ધોળકા લાગે છેઃ અને આ સામે તળાવનો બાંધેલો દેવી મીનળનો આરો દેખાય છેઃ માટે લાવ જરા સંધ્યા–સ્નાન કરી લઉં: સૂર્યોદય પણ થઇ ચૂકયો છેઃ બીડેલાં કમળો પણ ઉઘડવા માંડયાં છે."

એમ કહી બ્રહ્મકુમારે પોતાનો ખડીયો ખંભેથી નીચે ઉતાર્યો, અને તળાવને આરે એક બાજુ મૂકયોઃ માંહીથી દોરી લોટો કાઢયોઃ ત્યાર બાદ શૌચાદિક ક્રિયાથી પરવારી કટિ સમાણા જલ ભાગમાં ઉતરી બ્રહ્મપુત્રે સ્નાન કર્યું: અને પૂર્વાભિમુખ ઉભા રહી, પાસે ઉગેલા કમળને તોડી, સૂર્યદેવને અર્ધ્ય આપ્યાંઃ કાનમાં રૂદ્રાક્ષની કડી, કરમાં રૂદ્રાક્ષનાં કંકણ, કંઠમાં રૂદ્રાક્ષની મોટી માળા, કપાળમાં તાજી લગાવેલી ભસ્મ, કટિ ભાગમાં મુંજની મેખલા, અને મુખમાંથી એક ધારાએ ચાલતો અષ્ટાધ્યાયી રૂદ્રીનો પાઠ, એ બધું જોતાં જરૂર કોઈ શ્રોત્રિય બ્રાહ્મણનો પુત્ર હશે એમ જોનારને લાગતું: સ્નાન–સંધ્યા કરી કુમારે વસ્ત્રો બદલ્યાંઃ એક પહેર્યું, બીજાની ગાત્રી બીડીઃ એક અંચળા જેવું આછું માથે વીંટયું: પછી કુમાર બે ઘડી મટકું માર્યા વગર ધોળકા તરફ જોઇ રહ્યોઃ અને મનમાં ગણગણ્યોઃ

" **શું** આ જ વિરાટનગરી ? અહીંયા જ પાંડવોનો ગુપ્ત નિવાસ ? **શું** આ સ્થળે જ પાંડવોએ વસ્ત્રો સંતાડેલાં ? "

—ત્યાં તો કોઇ અજાણ્યા મનુષ્યે કુમારના ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "હા ભાઇ, આ જ એ નગરી, આ જ એ ભૂમિ, અને આ જ એ સ્થળ: કુમાર! સામે દ્રષ્ટિ કરો: આ જે મસીદનો મિનારો દેખાય છે, ત્યાં પૂર્વે ઉત્તરાનું વિદ્યામંદિર હતું: ત્યાં અર્જુને બૃહન્નલાના વેશમાં ઉત્તરાકુમારીને નૃત્યકળા શીખવી હતી: બીજાં સ્થળો તો હવે નામશેષ રહ્યાં છે."

"હા, ભાઇ, સાચું: કાળ કાળનું કામ કર્યે જાય છે: પણ હાલમાં રાજ્ય હિંદુનું છે કે?" કુમારે કહ્યું.

"ના રે ના. હિંદુરાજ્યનાં સ્વપ્નાં વહી ગયાં: અત્યારે તો રાજ્યમાં લાલ નેજાંને બદલે લીલા નેજા ફરકી રહ્યાં છે: વેદની ઘોષણાને ઠેકાણે કુરાનના કલમાઓ પઢાય છે: છતાં અમારી આ ધવલપુરીમાં વેદ વિદ્યા નાશ નથી પામી: ભાઇ એટલું હજુ સારૂં છે: ભાંગ્યું તો ય ભરૂચ છે: બૃહસ્પતિ તો નહિ, પણ બૃહસ્પતિ સમા કૈંક વાચસ્પતિ પદવીધરો આ ભૂમિમાં પડયા છે: ને તેઓ આ વિરાટનગરીની વિશાળ કીર્ત્તિમાં વૃદ્ધિ કરી રહ્યાં છે: પણ ઓહો! આપણે તો ભાઇ આડે માર્ગે બહુ ઉતરી પડયા: તમારૂં કુશળઅંતર પૃછવાનું ભૂલી ગયા: પણ તમે કોઇ પરદેશી જણાતા લાગો છો: શું નિમિત્તે આપનું અહીં સુધી આવવું થયુ છે? તે જો હરકત ન હોય તો જણાવો." તે મનુષ્ય બોલ્યો.

"મહાભાગ, અમારા ચારૂતર પ્રદેશમાં ઘણા વેદવેત્તા પુરૂષો વસે છે, છતાં પણ આ તમારા કંઠાળ પ્રદેશમાં એથી પણ ચડે એવા નિગમાગમના પારને પહોંચેલા આ ધોળકામાં પંડિતો વસે છે, એવું સાંભળી, અધ્યયનની તીવ્ર લાલસાથી હું આ તમારા પ્રદેશમાં આવ્યો છું: સંભળાય છે, કે કોઈ કાશીમાં ભણેલા પાડતનો અહીં નિવાસ છે, અને તેઓ સરસ્વતીનું કંઠાભરણ ગણાય છે."

"હા, કાશીનાથ પંડિત? સાચા સાચા પણ હતા—"

"એટલે?"

"ભાઇ, હું બરાબર આ ગામનો ભોમીયો નથી, કે જેથી પાકો નિર્ણય બાંધી શકું: પણ તમે આ સામેના દરવાજેથી

પેસી સીધા બ્રહ્મપોળમાં જજો: અને ત્યાં જઇ કોઇને વાચસ્પતિ મિશ્રનો વાડો પૂછજો, એટલે નીવેડો આવી જશે: ઠીક લ્યો ત્યારે, અમારે ગામ જવાની આ કેડી છે, અને તમારે ગામમાં જવાનો આ સીધો રાજમાર્ગ છે."

એમ બેઉ જણા છુટ્ટા પડયા.

કુમાર હાથમાં દંડને પકડતો, રૂદ્રાક્ષના કંકણને ખખડાવતો, ધવલપુરિના દરવાજા ભણી ચાલી નીકળ્યો.

(૨)

કાશીનાથ પંડિતનું ઘર ગુજરાતભરમાં પંકાતું: વિદ્વત્તા ને વિજયતા, શ્રી અને સરસ્વતી, આ ભૂદેવને વર્યાં હતાં: ઠેઠ દક્ષિણમાંથી વિદ્યાર્થીઓ કાશીનાથના સરસ્વતી મંદિરમાં આવી વસવાટ કરતા: ધોળકા નગરીના પંડિતજી સાક્ષાત્ મંડનમિશ્ર ગણાતા: તેમનાં ગૃહપત્ની સ્ત્રી સમાજમાં સરસ્વતી સમાં પૂજાતાં: રાજ્યમાં પણ જવરઅવર સારો અને પ્રશંસાપાત્ર હતો: આંટીઘુંટીવાળા અટપટા રાજતંત્રના કૂટ પ્રશ્નોનો ઉકેલ કરી ઘડીભર ભગવાન કૌટિલ્યને પણ ભૂલાવતા: વિદ્યાનિધિ હોવાથી પંડિતો પ્રસન્નવદને સભામાં 'વાચસ્પતિ' કહી સંબોધતા: બહુ ઓછા બોલા હતા: ગરવા હતા: સાદાઇ અને નમ્રતા ગંગા–યમુનાના સંગમની જેમ એમની મુખમુદ્રા ઉપર તરવરતા: કાવ્ય–પ્રબંધમાં, રસશાસ્ત્રમાં, અલંકારશાસ્ત્રમાં, તેઓ એક્કા ગણાતા: શબ્દશાસ્ત્રમાં અને ન્યાય શાસ્ત્રમાં એમની વાગ્ધારા મંદાકિનીના પ્રવાહનું કામ કરતી: ધર્મશાસ્ત્ર, સ્વરશાસ્ત્ર, અર્થશાસ્ત્રમાં, વેદવેદાંગમા, ઉપાનષદોમાં, અદ્વિતીય પ્રતિભાની પૂર્ણ છાપ પાડતા: ટુંકામા પંડિતજીની મહા ગુજરાતમાં સારી ખ્યાતિ હતી.

પંડિતજીને એક પુંડરિક સમો પનોતો પુત્ર હતો: પુત્રનું મુખડું દેખી ભવભૂતિનો એક સુંદર શ્લોક વારંવાર બોલતા: એવો એ વ્હાલસોયો પુત્ર હતો: પંડિતજીને રહેવાનું નિવાસસ્થાન પણ સુંદર હતું: ધોધીબાર, એક ઓસરીએ શોભતા ચાર ચુનાબંધ

આભલાં જેવા ઓરડા, ફળીમાં ઉતારેલું રસોડું, નાનો શો ચોક, ચોકની એક બાજુ આવેલો કુવો, અને આસપાસ બિલીનુ ઝાડ; તુલસીનાં છોડ, અને ફુલ–છોડથી શોભતો નાજુક બગીચો, સામી બાજુ આવેલી ગજાર અને ગૌશાળા વિ. જોતાં, જોનારને કોઇ ઋષિના આશ્રમ જેવું શાન્તિનું સ્થાન લાગતું.

પંડિતજીનો ગૃહસંસાર સર્વ વાતે સુખી વહ્યે જતો હતો: તેવામાં એક દિવસની એક અભાગી ક્ષણે પંડિતજીનો નાનો બાળક તેલની ભરેલી લોઢાની કોઠીમાં બાળભાવથી ડોકાવા જતાં જોત-જોતામાં દડી પડયોઃ અને થોડીવારમાં રામ શરણ થઇ ગયોઃ ગૃહપત્ની ઘરના કામકાજમાં ગુંથાયાં હતાં: કામથી પરવારી પુત્રની ભાળ કાઢતાં પુત્ર તેલની કોઠીમાં ડૂબેલો જોઇ, માતા મોહ-વિવશ બનીઃ "હા ! પુત્ર ! હા ! પુત્ર !" કહી કોઠીમાં તેણે પણ ઝંપલાવ્યું: પુત્રપ્રેમથી માતા પણ પ્રભુના દરબારમાં પહોંચીઃ પંડિતજીને પણ પુત્ર અને પત્ની પરલોક સીધાવતાં જગત શૂન્ય ભાસવા લાગ્યું: બાળાસાદ વિનાનું અને ગૃહિણી વિનાનું ઘર ગોઝારૂં જણાવા લાગ્યું:

અંતે પંડિતજીનું પાંડિત્ય પણ કોરે મૂકાણું: અને પોતે પણ મોહવશ બની તેલની કોઠીમાં પડતું મેલ્યું:

આ પ્રમાણે આત્મહત્યા કરી ત્રણે જણાં મરણ પામ્યાંઃ મરતાં મરતાં ગૃહવાસના રહી જવાથી મરનાર પંડિત બ્રહ્મરાક્ષસ–ગતિને પામ્યોઃ પોતાના મકાનમાં વિકરાળ બ્રહ્મરાક્ષસ થઇને રહ્યોઃ આથી પોતાના મકાનમાં કોઇને રેવા દે નહિ, ઉતરવા દે નહિ, કોઈ રડયું ખડયું ભોગજોગે ઉતરવા પામે, તો સવારમાં જીવતો જવા પામે નહિ !

આવી સ્થિતિ થતાં મકાનનું નામ ગામના લોકોએ ભૂતિયું મકાન રાખ્યું: એ મકાનનું નામ પણ જો ભોગજોગે લેવામાં આવતું, તો પણ સાંભળનારનું કાળજું ફફડતું: જેથી આસપાસનો ભાગ ઉજ્જડ વેરાન થઇ ગયો હતો:

× × ×

આસપાસ ભૂંડોનાં ટોળાંથી ભરેલાં ખંડેરો વચ્ચે આજ ભૂતીયું મકાન એટલું અણીશુદ્ધ ઉભું હતું: તેમાં રહેલા ઉપરોક્ત બ્રહ્મ-રાક્ષસે વિચાર કર્યો: "ગામના આળવેતરા લોકોએ બ્રાહ્મણ કુમારને મારી પાસે ધકેલ્યો છે, સામેથી ચાલ્યો આવે છે, આશાભર્યો ભણવા આવે છે, માટે મારૂં વિકૃત રૂપ જોશે, તો બિચારો ફાટી પડશે; અને વળી મને પાતક ચડશે: વળી મારૂં નામ સાંભળીને આવ્યો છે: માટે એને ભણાવું, બાજંદો બનાવું, સુપાત્ર સમજી વિદ્યાના બોધ ઠાલવું," એમ મનમાં નિર્ણય કરી પોતાની પાસે ભૂતો હતા તેને કહ્યું:

"ભૂતો, સૌ સાંભળો, જુવો, સામેથી પેલો કુમાર ભણવા સારૂ આવે છે, માટે તમે સૌ વિદ્યાર્થી બની જાવ, હું તમારો વિદ્યાગુરૂ બનું છું."

એમ કહેતાં તમામ નાના નાના વિદ્યાર્થી બની ગયા, અને પોતે પણ માથે લાલ દક્ષિણી પાઘડી, અંગે અંગરખું, ગળામાં સુંદર શાલ, અને પાની સુધી ઢળકતું ચાર આંગળ પાટલી પાડેલું ધોતીયું પહેરી ગાદી તકીયા ઉપર બેસી ગયો: અને પંડિતે સૂચના દીધી:

"જો કોઇ પણ ભૂત આ બ્રાહ્મણકુમારને બિવરાવશે, કે પોતાનું મૂળ રૂપ બતાવશે, કે કોઇ તેને રંજાડશે, તો તેનો હું જાન લઇશ." આવી કડક આજ્ઞા બ્રહ્મરાક્ષસે ભૂતોને આપી દીધી.

આથી તે મકાન ઘોડીવારમાં નાનું સરખું શારદાનું મંદિર બની ગયું: વેદની ઘોષણાઓ થવા લાગી: ઉપનિષદ્‌ની ઋચાઓ વિદ્યાર્થીઓના ગળામાં ગાજવા માંડી: પાણિનીના સૂત્રો અને પતંજલિના ભાષ્યની પ્રક્રિયાઓની રેલમ છેલમ થવા માંડી: જાણે સરસ્વતી નદીનાં ઓસરતાં નીર પાછાં ઉભરાવા માંડયાં કે શું ! એમ સાક્ષાત જોનારને અનુભવ થાય!

ત્યાં તો કુમારે આવી ડેલીની સાંકળ ખખડાવી અને "ઉઘા-ડજો" એમ મોટેથી બૂમ મારી.

એક ભૂત વિદ્યાર્થી હસતો હસતો અને સૂત્રો ગોખતો ગોખતો કમાડ ઉઘાડવા આવ્યો: "કડડડ" અવાજ કરતું કમાડ ઉઘાડયું: બ્રાહ્મણકુમાર અંદર આવતાં, પાછું તરત જ તે દેવાણું: અંદર જોતાં કુમારને જણાયું: "અહાહા, આવું વિદ્યાપીઠ ગુજરાતભરમાં નથી, હું કૃતાર્થ થયો: મને આવા વિદ્યાશીલ ગુરૂદેવ મળ્યા!"

એમ વિચાર કરતો કરતો સીધો ગુરૂદેવ પાસે જઇ તેમને નમ્યો, વંદ્યો, આચાર્યના અંકમાં ઢળ્યો: પંડિતના વેશમાં બેઠેલા બ્રહ્મરાક્ષસે કુમારને ઉઠાડયો, કુશળતા પુછી, અને આવાગમનું કારણ પૂછ્યું: જવાબમાં કુમારે વિનીતભાવે કહ્યું: "જેમ ભગવાન પરશુરામ પાસે કર્ણ, મૈત્રાવરૂણી પાસે યાજ્ઞવલ્કય, અને વિશ્વામિત્ર મુનિ પાસે ગાલવ, વિદ્યા ભણવા ગયો હતો, તેમ હું પણ આપની પાસે વિદ્યા ભણવા આવ્યો છું: તો ગુરૂદેવ, મને વિદ્યાનું દાન આપો."

"વિદ્યાદાન દેવામાં અમારી ના નથી: પણ કુમાર, અમારા વિદ્યાપીઠના નિયમો બહુ કડક છે: તે તારાથી પળાશે? સાંભળ, જો તારે ભણવું હશે, તો આ મકાન બારૂં જવાશે નહિ: અમારૂં નામ–ઠામ–જાતિ–ગોત્ર કોઈ દિવસ પૂછાશે નહિ: કયાં ભણ્યો એમ કોઇ કહે, તો અમારૂં સ્થળ બતાવાશે નહિ: અમારી સાથે ભણવા સિવાય અન્ય વાતો થશે નહિ: આ પડથારના પગથીઆં નીચે ઉતરાશે નહિ: અમારા સરસ્વતી મંદિરમાં વિદ્યાર્થીવર્ગને તમામ ખાનપાન, આરામ, વસ્ત્ર-દાન, પુસ્તક-દાન, વગેરે અપાય છે: એટલે બહાર જવા કરવાની જરૂરત રે'તી નથી: કુમાર, આ અમારી વેદપુરી છે, એ વેદપુરી બહાર જે દિવસ પગ મૂકયો, તે દિવસ અમે તારા નથી, અને તું અમારો નથી: અહા તો અસિધારા વ્રત છે: આ ધોળકામાં આટલી મુંજની ધારાનગરી છે: સમજ્યો, બોલ, જો તારી ઇચ્છામાં આવે, તો અમે રાખીએ; આ બધા વિદ્યાર્થીઓ આવાં કઠણ વ્રત લઇને અમારા વિદ્યાપીઠમાં દાખલ થયાં છે: હવે કહે ભાઈ, તારો શો વિચાર છે?"

વ્હાલના ઉભરા ઠાલવતાં જેમ પિતા બોલે, તેમ વિદ્યાગુરૂ બોલ્યા.

કુમાર પુનઃ ગુરૂના અંકમાં ઢળ્યો, અને મૃદુ વચને બોલ્યોઃ

" ગુરૂદેવ, ગુરૂદેવ, હું તમારો છુંઃ તમારે શરણે આવ્યો છુંઃ મને વિદ્યાદાન આપોઃ હું તમારા વિદ્યાપીઠના કડકમાં કડક નિયમનું પાલન અવશ્ય કરીશ."

તુરત "હા" કહેતાં તેને તમામ સોઇ કરી આપવામાં આવીઃ સીધા-સામાનનો બંદોબસ્ત વિદ્યાગુરૂએ કરી આપ્યોઃ કુમાર ભણવા લાગ્યોઃ હૈયાને હેતે સુપાત્ર મળતાં, બ્રહ્મરાક્ષસે વિદ્યા ઠાલવવા માંડીઃ ભણાવી ભણાવીને ટુંક સમયમાં મહાનિષ્ણાત કર્યો.

કુશાગ્ર બુદ્ધિશાળી કુમારે પણ વિદ્યાનું યથેચ્છ પાન કરવા માંડ્યુંઃ દિને દિને બ્રહ્મતેજ ઝળકવા લાગ્યુંઃ કુમાર લાગલાગઠ ત્રણ વરસ ભણ્યોઃ

એક દિવસ પ્રભાતમાં કુશળ બનેલો કુમાર ઘર તરફ જવા પણ તૈયાર થયો : ગુરૂદેવે આશિષ આપીઃ કુમારે તે માથે ચડાવીઃ કુમાર નીચે ઉતર્યોઃ ગુરૂએ પુનઃ આશીર્વાદ આપ્યોઃ

"ભાઇ, તારી વિદ્યા ફળીભૂત થજોઃ દિગ્મંડળમાં તારી ખ્યાતિ ખૂબ વધજોઃ જા ભાઈ, સુખી થાઃ હવે આ ભુવનમાં ફરી વખત આવીશ નહિઃ આ સ્થળ સામું ફરીથી કોઇદિ જોઇશ નહિ : "કયાં ભણ્યો ?" એમ કોઇ પૂછે, તો અમારૂં આ ગુપ્ત વિદ્યાપીઠ બતાવીશ નહિઃ અમે કીર્ત્તિભોગી નથીઃ પણ કર્ત્તવ્ય ભોગી છીએઃ એવો અમારો સજ્જડ મુદ્રાલેખ છેઃ વિશેષ તને શું કહું ? જાવ બેટા : સુખી રહોઃ અને ભણેલી વિદ્યાનો વિસ્તાર કરો."

કુમાર વંદન કરી ચાલ્યોઃ એક હેતાળ વિદ્યાર્થી ડેલી સુધી વળાવા આવ્યોઃ જેવો કુમાર બહાર નીકળ્યો, તેવું જ પાછું દ્વાર બંધ થયું : કુમાર ચાલી નીકળ્યો.

( ૩ )

"અલ્યા એ, આતો પેલો બામણનો છોકરો: આપણે ભૂતીયા મકાનમાં હડસેલ્યો થો એ."

"પણ એલા, ત્યાં ભૂતખાનામાં જીવતો કેમ રહ્યો! ચાલો જરા આડકતરી રીતે પૂછી જોઇએ: મગનું નામ નહિ પાડીએ, અને આડું અવળું પૂછી મૂળમુદ્દો પકડી લેશું." "ચાલો ત્યારે"– કહી સૌ સામા ઉતાવળા ચાલ્યા અને ભૂદેવને જોઈ 'રામરામ' કહી ઉભા રહ્યા.

" ભાઈ કયાંથી આવો છો ?" એકે કહ્યું.

" કયાંથી શું ? તમારા ગામની ગુપ્ત વિદ્યાપીઠમાંથી: તમે મને ચીંધી હતી ત્યાંથી: ભાઇ, તમારો હું ઉપકાર માનું છું: કારણકે મને વિદ્યા પ્રાપ્ત કરવામાં તમે સહાયશીલ બન્યા."

આ સાંભળી પૂછનારાઓ એક બીજાની સામે જોવા લાગ્યા, અને હોઠમાં હસવા લાગ્યા:

" મા'રાજની ડગળી ખસીતો નથી ગઇને ?" બીજો હળવે રહીને બોલ્યો.

" ના, ના, ખસે શું ? મરનારો મહાવિદ્વાન, હતો, માટે આને જરૂર ભણાવ્યો હશે: એમાં શંકાનું સ્થાન છે જ નહિ."

" ભાઇ તમે ભણ્યા ખરા: તમારા ગુરૂદેવ કોણ ? કોની પાસેથી આવું અમૂલ્ય વિદ્યા રત્ન મેળવ્યું ? એમ જ્યારે કોઇ પૂછશે ત્યારે શો ઉત્તર દેશો ? કહો જોઉં ?" ત્રીજો બોલ્યો.

" પણ મને એ બાબત પૂછવાની તેઓએ ના પાડી છે."

" એનું નામ જ મોટાઓની મોટાઇ, જે પોતાનું નામ બહાર ન આપે: પણ આપણે જાણ ખાતર જાણવું જોઇએને ?"

" ત્યારે તમે કહો તો હું પાછો વળી પુછિઆવું."

" હા, હા, પુછિઆવો: સાથોસાથ ગોત્ર, શાખા, અને પ્રવરની નોંધ લેતા આવજો, હો ભાઇ: એટલે વળતે દિવસે મનમાં અભળખા રહી જાય નહિ."

" ૐ—ભલે" કહી કુમાર પાછો વળ્યો: આમ ડૂંભાણું મૂકી આળવેતરાઓ આડાઅવળા થઇ ગયા.

આ તરફ બ્રહ્મરાક્ષસે વિચાર્યું:

" ભુંડો કામો થયો: કાચીવયનો ભોળો કુરંગ સમો કુમાર, લુચ્ચાઓની મૃગીયાજાળમાં ઝપટાણો: મેં ના પાડયા છતાં આવ્યો: અમારાં નામ, જાતિ, ગોત્ર સાંભળશે, તો કેળના ગર્ભ જેવો કુમાર ઝડપાઇ જશે: અને મને બ્રહ્મહત્યાનું વૃથા પાતક ચડશે: આમ વિચારી વિચારી બ્રહ્મરાક્ષસે પાછું વાતવાતમાં વિદ્યાપીઠ શરૂ કર્યું: અને ભૂતાવળને પાછા વિદ્યાર્થી બનાવી દીધા અને સ્વયં આચાર્ય બનીને બેઠા: ત્યાંતો કુમારે કમાડ ખખડાવ્યું: કમાડ ઉઘડયું: કુમાર ગુરૂ પાસે ગયો: ગુરૂને રોષ ઝળકયો: અને હાક મારી:

" કુમાર, કેમ આવ્યો ?"

" ગુરૂદેવ, આપનું નામ-ઠામ, જાતિ પૂછવા." કુમારે કહ્યું.

" તારે તારી વિદ્યા સાથે કામ: તારે જાતિ-ગોત્રનું શું કામ ? માટે હજુ મારૂં માન, અને પાછો આવ્યો તેમ ચલ્યો જા."

" ના ના, પ્રથમ તમે કોણ અને તમારૂં નામ શું, એ ઉત્તર આપો ત્યારે જ અહીંથી જવાનો છું." એમ કહી પોતાનો ઝોળો ખંભેથી ઉતારી નીચે મૂકયો: કુમાર હઠે ચડયો: ગુરૂએ બહુ બહુ વિનવ્યો: પણ બાળક એકનો બે ન થયો: છેવટ હાથમાંથી બાજી જતાં ગુરૂ છેવટ બોલ્યા:

" બસ, કુમાર, અમારાં કુલ-ગોત્ર તારે જાણવાં જ છે ?"

" હા, ચોકકસ, જરૂર." આચાર્યની આંખ ફરી: અને ભભૂકીને બોલ્યા:

વિદ્યાર્થીઓ, તમારાં કુળ–ગોત્ર પ્રકાશોઃ હું પણ મારાં પ્રકાશું છું."

આમ આજ્ઞા થતાં જ તમામ વિદ્યાર્થીઓ ભૂતો બની જઇ હાકલા પડકારા કરવા લાગી ગયાઃ અને ગુરૂ ભયંકર બ્રહ્મરાક્ષસ બની ઉભા રહ્યાઃ

કુમાર આવું દશ્ય નિરખતાં એકદમ ફાટી પડયોઃ જોત જોતામાં આંખના ડોળા બહાર નીકળી પડયા, અને તેના પ્રાણ પલવારમાં પરલોકમાં ચાલ્યા ગયાં!

વાતવાતમાં ભૂતાવળે કુમારને ભરખી લીધોઃ આંખમાં કણું ખૂંચે, એમ કુમાર બ્રહ્મરાક્ષસને ખૂંચવા લાગ્યોઃ અને લમણે હાથ દઇ રૂદન કરવા લાગ્યોઃ

"અરરર, એકનો એક લાડકવાયો, નમાયો બાળ, આજ મારી ક્રોધની અગ્નિઝાળમાં હોમાયોઃ અરે, અરે, આજે પારકી થાપણ–આજે પારકું પુત્ર ધન મારી ભૂતાવળમાં લૂંટાયુંઃ અરે, મેં હાથે કરી લૂંટાવ્યુંઃ આજ બ્રહ્મહત્યાનું કલંક મારે શિરે પાછું સ્વાર થયુંઃ ભણાવી ગણાવી પઢાવીને તૈયાર કરેલો હંસ મેં જ પારાધિએ આજ હાથેથી હણ્યોઃ હર! હર! હર! શી મારી ગતિ થશે? કયારે આ પાતક જશે? કયારે આ બળતું અંતર ઠરશે? આ બનાવ જ્યારે એનો પિતા સાંભળશે, ત્યારે જરૂર એની છાતીએ શારડી મૂકાશે! પણ શો ઉપાય? ભાવિ પ્રબળ!" અસ્તુ.

(૪)

સંધ્યા આરતિનો સમય છેઃ ગામમાં રામજી મંદિરની ઝાલરેનો ઝણઝણાટ, અને ઘંટાઓનો ઘણઘણાટ થઇ રહ્યો છે: રામજી મંદિરના બાવાએ ઝટદેતી બે ચાર કુંડાળા ફેરવી લબડધક આરતિ ઉતારીઃ આરતિ બાદ, "રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ"ની ધૂન્ય મચી: ધૂન્ય બાદ

પૂજારીએ છૂટે હાથે પ્રસાદી વહેંચીઃ ભાવિક લોકોએ હાથ લાંબો કરી કરીને પ્રેમથી લીધીઃ ત્યારબાદ, "સીયાવર રામચંદ્રકી જય," "પવન સુત હનુમાનકી જય," "સબ સંતનકી જય," બોલતા બોલતા લોકો મંદિરમાંથી બહાર નીકળ્યા, અને નોખા નોખા વિખરાવા લાગ્યાઃ

સામું માણસ મળે તો પણ ન સૂઝે, એવું અંધારૂં ગામમાં ધીમે ધીમે જામ્યું હતુંઃ કોઇ કોઇ ઘરના દીવાનો પ્રકાશ બંધ કરેલા બારણાની તરડ વાટે બહાર આવતો હતોઃ એક બાજુ ઉંચા ઉકરડાઓ, અને તૂટલ ભીંતડાવાળા ઉભેલા ઉજ્જડ ખંડેરોનો દેખાવ ભયાનક હતોઃ શિયાળાનો વખત હતોઃ બે ચાર જણાઓ ટાઢના સંકોડાતા સંકોડાતા ટુંટીયા વાળીને ચોરાની કોર ઉપર પછેડીભર પડયા હતાઃ કોઇ બાજુ બે ચાર ટોળી ભેળા થઈ તાપણી તાપતા તાપતા કોઇની ઠઠ્ઠા મશ્કરી કરી રહ્યા હતાઃ ત્યાંતો કોઇએ આવી તેઓને પૂછ્યુંઃ

"ભાઇ, રામજી મંદિરમાં રાતના રાત પડયા રહેવાય એવી જગ્યા અમારે માટે હશે કે ?"

સાંભળતાં જ તાપણામાંનો ચીપીયાવતી દેવતા સંકોરતો સંકોરતો એક જણ બોલ્યોઃ

"કયાંથી આવો છો ભાઈ?"

"આવીએ છીએ, આઘે આમ કાઠિયાવાડમાંથી."

"પણ ગામ કયું ગામ ?"

"ગઢડું."

"કેવા છો ?"

"સાધુ."

"પણ કેવા સાધુ ?"

"સ્વામિનારાયણના."

"ત્યારે કહોને જીવન્મુક્તાના પંથના."

"કેટલા મર્તિ છો ?"

"છીએ આશરે પચાસ."

"આમાં તમારામાં કોઇ મોટેરા છે ?"

"હા."

"શું નામ ?"

"ગોપાળાનંદ સ્વામી."

"હવે આપણે બધું પૂછીને શું કામ છે ? મૂકને નકામી પંચાત. સીધો જવાબ દઈ દેને: નકામો ડહાપણ ડોળમાંને: જુવો બાપજી, સાંભળો, રામજી મંદિરનો બાવો તો બરછીએ માર્યા જેવો છે: કોઇને ઉંબરે ઉભા રે'વા દેતો નથી: તો ઉતરવાની ક્યાં વાત ? એમાં પણ જીવન્મુક્તાના સાધુનું નામ સાંભળશે, તો બમણો બળી ઉઠશે: અને નાહકનો ઠાલો તમારી સાથે લોહી ઉકાળો કરશે: માટે ત્યાં જવાનું રે'વા દ્યો: અને જો તમારી છાતી કબૂલતી હોય, તો આ ધોધીબાર ડેલાવાળું, નવે કાટે માળેલું, ખાસું આ મકાન રહ્યું, એમાં જઇને ઉતરો." એક ડાહ્યા જણે કહ્યું.

"પણ એમાં મકાન ધણીની રજા સિવાય અમારાથી ઉતરાય નહિ: અમારા ગુરૂની એવી આજ્ઞા છે." સાધુએ કહ્યું.

"ઓય તમારૂં ભલું થાય ! પણ બાપજી, એ મકાનનું તો કોઇ ધણી ધોરી યે નથી, અને એના સામું કોઇ જોતું યે નથી, એ મકાન તો પડતર રે' છે, તો તમારે રાતની રાત ગાળવી એમાં શું ? જાવ તમ તમારે: સુખેથી સુઇ રહો." આવું સાંભળી "સ્વામિનારાયણ—સ્વામિનારાયણ" નામ લેતાં ડેલા ભણી ઉપડતે-પગે ચાલ્યા, અને તે ઉઘાડી અંદર પેઠા : એક ઓસરીએ હાર-બંધ ઓરડાઓ દેખતાં સ. ગોપાલાનંદમુનિ અતિ પ્રસન્ન થયા, અને મુખેથી બોલી ઉઠયા:

"વાહ, વાહ, જેવી એકાન્તની જગ્યા જોઇએ, તેવી જ આપણુને મળી ચૂકી: ચાલો સંતો વાળી નાખો."

સાધુઓ કોઇ વાળવા, કોઇ સાફસુફ કરવા, કોઇ સ્નાન કરવા, તો કોઇ દીવેલ માગી લાવી કોડીયામાં દીવો પ્રકટાવવા, સબોસબ મંડી પડયાઃ ખીંતીએ ખીંતીએ ભગવી ઝોળી અને સુતરની દોરીથી બાંધેલાં તુંબડાં લટકાવી દીધાંઃ દીપકની આસપાસ વીંટાઇ વળી સન્તો સ્વામિનારાયણની ધૂન્ય મચાવવા લાગી પડયાઃ અને પછી, સાયંકાળ સમયની નિત્યવિધિ આટોપી, સાધુઓ ભૂખ્યા દુઃખ્યા, થાક્યા પાક્યા, પડયા રહ્યા.

જે સમયની આપણે વાત કરીએ છીએ, તે સમયમાં ધોળકામાં કોઇ સત્સંગીનું ઘર હતું નહિઃ એટલું જ નહિ, પરંતુ સ્વામિનારાયણના સાધુઓને દેખતાં ગામનાં માણસો ઇર્ષ્યા કરતાં, તરછોડતાં અને છેવટમાં કાઢી મૂકતાં, ત્યાં બીજી શી વાત કરવી ?

× × ×

મધ્ય રાત્રિના બાર વાગ્યા છેઃ યોગીન્દ્ર ગોપાલાનન્દ મુનિ દિવાલને અઢેલી ભણનારા સાધુઓને પાઠ આપી રહ્યા છેઃ ત્યા તો મૂર્ત્તિમાન બ્રહ્મરાક્ષસ પ્રગટ થયો, અને સામેના તાટ ઉપર આવીને સહુના દેખતાં ચડપ બેઠો, અને ધબોધબ ગીર્વાણની ધારા મુખમાંથી ચલાવવા લાગ્યો !

બ્રહ્મરાક્ષસને નિરખતાં જ નાના નાના સાધુઓ થરથરવા લાગ્યાઃ

સ્વામીએ સાધુઓને પાછળ બેસાર્યા, અને બ્રહ્મરાક્ષસની સાથે સંવાદ શરૂ કર્યો :

એક ધારાએ ઉભયનો શાસ્ત્રાર્થ અખંડ ગંગાના વહેનની જેમ થવા લાગ્યોઃ અજાતશત્રુ ધર્મનો અને યક્ષનો સંવાદ પૂર્વે જે થયો હતો, તેવો સંવાદનો સાક્ષાત્કાર જોનારને થાય, એવી એ વખતની ધન્ય ક્ષણ હતીઃ બ્રાહ્મ–મુહૂર્ત્ત થતાં જ બ્રહ્મરાક્ષસ ચાલ્યો ગયોઃ સાધુઓનો ખોળીયામાં પ્રાણ પાછો આવ્યોઃ

સવાર થયુંઃ દૂર દૂરનાં આડોશી પાડોશી વાટ જોઇ રહ્યાં હતાં, કે સવારમાં આ બધા સાધુઓ કાળનો કોળીયો થઇ જવાના !

પણ જ્યારે સહુ જીવતા જણાયા, ત્યારે તેઓ બધા ધા ખાઇ ગયા !

આ ઉપરથી કોઇ...ખત્રીએ આવી પ્રસન્ન થઇ સ. ગોપાલાનન્દ મુનિ બેઠા હતા, ત્યાં જઇને, નમન કર્યું: અને બે હાથ જોડી વિનંતિ કરી:

"સ્વામી, આજની મારી રસોઇ સ્વીકારો, અને મને કૃતાર્થ કરો:"

સ્વામીએ સ્મિત વદને વચન સ્વીકાર્યું: સુંદર સાદી રસોઇ બનાવી, થાળ તૈયાર કરી, મહારાજના મૂર્તિને ધરાવી, સાધુઓ જમ્યા: પછી યોગાભ્યાસી સાધુઓ સહજ સૂતા:

દિવસ નમતાં જ સાધુઓ ટપોટપ કેડ બાંધી સાબદા થઇ ગયા: ત્યાં તો યોગીવર બોલ્યા:

"સન્તો, બ્રહ્મરાક્ષસની મુક્તિ કર્યા વિના આપણાથી એમને એમ કંઇ જવાય ? આજે એનો ઉદ્ધાર કરશું, અને કાલે વ્હેલા વ્હાણામાં આપણે વળી નીકળશું: **સાધુ જનોનાં વિચરણ અધમ જનના ઉદ્ધારાર્થે જ હોય છે."**

"પણ દયાળુ, રાક્ષસની વિકરાળ મૂર્તિ દેખતાં અમારાં હાજા ગગડી જાય છે: અને પરસેવે રેબઝેબ થઇ જવાય છે." સાધુઓએ કહ્યું.

સમાધાન ન થતાં આખરે સાધુઓએ વિચાર કર્યો, કે આપણે ચાલી નીકળશું, એટલે સ્વામી ચાલી નીકળશે: એમ પ્રયાણની બધી તૈયારી રચી: છતાં સ્વામીના આદેશથી બાંધેલી ભેટું છોડવી પડી અને ભયથી ફફડતાં પંખીડાં સ્વામીના હાથની શીતળ છાંયા તળે છેવટ જઇને, નિર્ભય બનીને રહ્યાં.

અંધારી ઘમઘોર રાત્રિ પડી છે: દીપક ઝાંખો ઝાંખો ઝબૂકે છે: ત્યાં તો એક ભયંકર ગેબી અવાજ થયો: નાના નાના સાધુઓ ભયના માર્યા સ્વામીના પડખામાં જઇ ભરાણા: કોઇએ દીવાની વાટને સંકોરી પ્રકાશને વધુ પ્રગટ કર્યો, ત્યાં તો વાત વાતમાં

વાજેવાજ બ્રહ્મરાક્ષસ આવીને ઉભો રહ્યોઃ અને આ વખતે જાતિ સ્વભાવને અનુસરી એકાદ ઝાડની તીરખી લાવી સ્વામીના ઉપર ઝાપટી.

સ્વામીએ યોગબળે ફેંકેલ તીરખીને અદ્ધરને અદ્ધર ત્રિશંકુની જેમ લટકાવી રાખીઃ અને હાક મારીઃ

"મહાપાપના યોગે તું આવી અધોગતિને પામ્યો છોઃ આવો વિદ્વાન છો, આવો કુલિન છો, કુલિનતા અને વિદ્વત્તા પામ્યાનું શું આ ફળ? ભણી ભણીને ભણ્યો પણ અંતે ઇશાવાસ્ય શ્રુતિને જ ભૂલ્યો? દેખી પેખી દીવો ઝાલીને કુવામાં ઉતર્યો? પાપાત્મા, તેં કૈંક નિર્દોષોનાં પ્રાણ હર્યાં! છેવટ આશાભર્યા અભ્રવર્ણા બ્રાહ્મણ–બાળકને પણ ભરખ્યોઃ ફિટકાર છે તને! ધિક્કાર છે તારી કુલ–જાતિને! છેવટ આ ઝાડની ડાળી ફેંકી સન્તનો પણ દ્રોહ કર્યોઃ હજુ આને આ જાતિમાં સડવું છે કે ઉદ્ધરવું છે? પાપના કીચડમાં આમને આમ રગદોળાવું છે? કે ઉગરવું છે? બોલ, જલ્દી બોલઃ ઉત્તમ બ્રહ્મ–કુળમાં જન્મી શું કમાણી સાધી? તારી વિદ્યા, તારૂં બ્રહ્મજ્ઞાન, તારા મોક્ષના સાધનમાં ખપ ન લાગ્યાં, તો તે વિદ્યાથી શું? અને જ્ઞાનથી પણ શું?"

લાલચોળ બની જઇ યોગીવરે હિતસ્વી વેણની ઝડી વરસાવી.

ત્યાં તો મોટો સાદ કાઢી નાનું બાળક રડે તેમ બ્રહ્મરાક્ષસ રડવા લાગ્યોઃ રાક્ષસની ઉભય આંખમાંથી શ્રાવણ ભાદરવાના સરવડાં વરસવા માંડયાં! જાણે સ્વામીના દર્શન માત્રથી રાક્ષસનું પાપ અશ્રુરૂપ બની ચાલી નીકળતું હોય નહિ શું!

"બ્રહ્મરાક્ષસ, રોમાં રોમાંઃ હોયઃ મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, પણ એ ભૂલને સુધારવી એ માનવ જીવનનું પરમ કર્ત્તવ્ય છેઃ ઠીક, હવે કહે જોઉં: આ સ્થિતિમાં શી રીતે આવ્યો?" સ્વામીએ કહ્યું.

"મહાભાગ, સાંભળો, મારી ગૃહિણી અને મારો પુત્ર આ સામેની તેલની કોઠીમાં પડીને મુઆંઃ હું પણ મોહવશ બની

પાછળ પડીને મુઓઃ આથી મારી આ સ્થિતિ થઇ છેઃ હવે કરૂણાળુ, કરૂણા કરોઃ અને મારો ઉદ્ધાર કરોઃ હું બહુ આ ગતિમાં રીબાઉં છુંઃ મુંઝાઉં છુંઃ મારે નથી ખાવાનું સુખઃ નથી પીવાનું સુખઃ મેં કેંક નિર્દોષોનાં પ્રાણ લીધાં છેઃ એ બધું મને હવે કાંટાની જેમ શરીરમાં ખૂંચ્યા કરે છે!"

"મૂર્ખા, જેટલો સ્નેહ તેટલું દુઃખઃ હોલી અને હોલીનાં બચ્ચાંમાં સ્નેહ રાખવાથી હોલો પણ પારાધિની જાળમાં જકડાયોઃ એ શું તું પંડિત થઇને વિસરી ગયો? એ અવધૂત ગીતા અને એકાદશ સ્કંધ આચરણમાં જરા પણ ન મૂકી શક્યો? પંડિતાઇ જ પંડિતને બેડીરૂપ બને છેઃ જેટલો સ્નેહ તેટલું દુઃખઃ જો આ દીપકમાં સ્નેહ છે (તેલ છે) ત્યાં સુધી એ દીપક બળે છેઃ પણ એ દીપક નિઃસ્નેહ (તેલ શૂન્ય) થતાં આપોઆપ ઓલવાઇ જશેઃ સંસારમાં પણ નિઃસ્નેહ થવાથી સુખી થવાય છેઃ આ મકાનમાં તારી વાસના છે કે?" સ્વામીએ દબડાવી કહ્યું.

"હા મહામુનિ, આ બધાં મકાનો મેં જાતે માથે ઉભા રહીને ચણાવ્યાં છેઃ જુઓ, આ ઠેકઠેકાણે મેં જાતે ભૂમિમાં દ્રવ્ય દાટયું છેઃ તે દ્રવ્ય મારે કામ ન આવ્યુંઃ તેમ તે મેં બીજાને કામ ન આવવા દીધુંઃ હવે એ દ્રવ્યનો તમે ગમે ત્યાં સદુપયોગ કરોઃ અને મહાભાગ, મારો ઝટ ઉદ્ધાર કરોઃ કરો, ને બસ કરોઃ હું એમ માનું છું, કે આપ કોઇ યોગીન્દ્ર છો, અને મારો ઉદ્ધાર કરવાની ખાતર જ તમે અહીં મારા ભૂતીયા મકાનમાં પધાર્યા છો."

"તું એકલો છો?"

"ના ના."

"ત્યારે?"

"મારી સંગાથે ત્રણસેં ભૂતોની સેના છે. એ સર્વે ભૂતોનો હું રાજા છું."

"ઠીક ત્યારે, એ બધાંને તું સાથે લઇ ઉન્મત્તગંગાને તીરે આવેલ સુંદર દુર્ગપુરમાં જાઃ ત્યાં......સ્વામી છે. એ સ્વામીને કહેજે, કે મને ગોપાળાનન્દ મુનિએ મોકલ્યો છે, એટલે તારો એ જરૂર ઉદ્ધાર કરશે."

"પણ દયાળુ, દેવદૂતોની આડી ચોકી આવે છે, તે અમારાથી ત્યાં કેમ જવાશે ?"

"અમારી આજ્ઞાથી દેવના દૂતો તને જતાં અટકાવશે નહિ; જા, અમારૂં વચન છે."

"કેટલાં ય વર્ષોથી તરસ્યો છું, ક્યાંઇ પાણી પીવા વરૂણના દૂતો દેતા નથી."

"દરેક જળાશયમાં વરૂણના દૂતોની ચોકી હશે, પણ ઉન્મત્ત ગંગાના તીરે કોઇનો ચોકી પહેરો રહેતો નથીઃ ત્યાં પ્રગટ પુરૂષોત્તમ પ્રભુ સ્વયં વિચરે છે, માટે ત્યાં તું ખૂબ પાણી પીજે."

"ત્યારે કૃપાસાગર, જાઉં છું."

"હા, જા."

એમ કહેતાં જ સ્વામીના દર્શન માત્રથી શાન્તિ અનુભવતો, ત્રણસેં ભૂતોની ભયંકર સેના સાથે બ્રહ્મરાક્ષસ સ્વામિનારાયણ, સ્વામિનારાયણનું સ્મરણ ગગનમાં કરતો કરતો દુર્ગપુરની દિશા ભણી વળ્યોઃ

ત્યારબાદ સ. યતિકુલમણિ ગોપાળાનંદસ્વામીએ વ્હેલા ઉઠીને સાધુઓને લઇ, વડતાલના માર્ગભણી પ્રયાણ કર્યું.

## ૫

મંગલા આરતિનો સમય છેઃ મંદ મંદ સમીર વાય છેઃ પ્રેમસખી વીણાના કોમળ તારો ઉપર કામડી મૂકી બિભાસ ગાઇ રહ્યા છેઃ સાધુઓનાં વૃન્દે વૃન્દ વાસુદેવ નારાયણનાં દર્શનાર્થે એક પછી એક આવ્યે જાય છેઃ સૌ સાધુઓ દર્શન કરી કરીને મોટા મળસકામાં ગોપીનાથજી મંદિરના પાયાનું કામ ધમધોકાર ચાલતું

હોવાથી સૌ સોના કામ ઉપર લાગી ગયા જણાય છેઃ કોઇ ચૂના ઉપર, કોઇ પત્થર ઉપર, કોઇ પાણીની ટાંકી ઉપર, કામ કરવા ટપોટપ લાગી ગયા છેઃ એક મોટા ધુળના ટીંબા ઉપર મહારાજને બેસવાનું આસન શોભી રહ્યું છેઃ કોઇકોઇ વખત ત્યાં મહાપ્રભુ વિરાજી મંદિરના કામકાજમાં રસ લઇ રહ્યા છેઃ

આ પ્રમાણે સૌ સાધુઓ દર્શન કરી કરીને ચાલ્યા ગયા, તેવામાં એક વૃદ્ધ સાધુ ધીમે ધીમે લાકડીને ટેકે ટેકે ચાલ્યા આવે છેઃ મુખમાં સર્વમંગળનો પાઠ ચાલ્યા કરે છેઃ અંગે કરચલી પડી ગઇ છેઃ છતાં અંગની કાંતિ આકર્ષણ કરે એવી છેઃ જોતાં નયન ઠરે, છાતી શીતળ થાય, અંતરનો આત્મા જાગ્રત થાય, એવા એ સમર્થ ત્યાગી છેઃ એમનાથી કાંઇક દૂર દૂર એકાદ ઓળો અંધારામાં ચાલ્યો આવે છેઃ વૃદ્ધ તપાસમૂર્ત્તિ આગળ વધે છે, તો એ આગળ વધે છે, ઉભા રે' છે, તો એ ઓળો પણ સહજ દૂર દૂર ઉભો રે' છે.

છેવટ તપોમૂર્ત્તિ વાસુદેવનારાયણના ઓરડામાં પેઠાઃ ઓળો બહાર ઉભો રહ્યોઃ જેવી એ વૃદ્ધ મૂર્ત્તિ ઓસરીની કોરે આવેલાં પગથીઆં ઉતરી, કે તરત ઓળો ધીમે ધીમે પાછળ પાછળ, ચાલવા માંડયો; અને સમય મળતાં ઓળો ઝબ દેતો મુનિની પાસે ખડો થયોઃ

"કોણ એ ?" મુનિએ પૂછ્યું.

"શાન્ત સ્વરૂપ, ધોળકાનો ભૂત–ગતિને પામેલો મહાપાપી હું બ્રહ્મરાક્ષસ છુંઃ આપને વન્દન કરૂં છું."

"દયાળુ, મારો ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો." એમ કહી દૂર દૂરથી પાછો પુનઃપુનઃ નમ્યો.

"કોણે ધકેલ્યો ?"

"યોગીરાજ઼ ગોપાળાનન્દ સ્વામીએ."

"એમ કે."–એમ કહી વૃદ્ધ તાપસ હોઠમાં સહજ હસ્યા, અને મનમાં વધ્યાઃ

'વાહ, વાહ, મુનિવર, વાહ ! ક્યાં સુધી અમને મોટેરા કરશો ? અને માહાત્મ્ય વધારશો ?–(મોટેથી) "પણ મોક્ષ દેવાવાળા એ અક્ષરમૂર્ત્તિ પોતે હતા, તમને નાહક મારી પાસે શા સારૂ મોકલ્યા ?"–(મનમાં) પણ હા. હા. આને મોકલવામાં કાંઇક હેતુ હશે ? હા. હેતુ બીજો શો હોય ? આ મંદિરના મોટા પાયા પૂરવા છે, એ આ ભૂત વિના શે પૂરાય ? એમ સમજીને એ યતિવરે અહીં કદાચ મારી કને ધકેલ્યો લાગે છેઃ એમ વિચારીને કહ્યુંx–"સાંભળો, પ્રથમ સેવા–ધર્મ સ્વીકારો, સ્વામિનારાયણના નામની સ્મરણ ભક્તિ કરોઃ અને ઉન્મત્તગંગાના મોટા મોટા પ્હાણાઓ લાવી લાવી અહીં ગંજી મારીદ્યોઃ "सेवा मुक्तिश्चावगम्यताम् —" એ સૂત્રને સાંગોપાંગ અનુસરોઃ એટલે બસઃ તમારૂં થઇ ચૂક્યું કલ્યાણ !" એમ કહી વૃદ્ધ તપસ્વી ચાલી નીકળ્યા, અને બ્રહ્મરાક્ષસ પણ ઉપરોક્ત મહાવાક્યને હૃદયમાં ધારી, દર્શન કરી, અહર્નિશ મંદિરના પાયાની પૂરણી પૂરી સદ્ગતિને પામ્યો.



xશ્રી ગોપીનાથજી દેવના મંદિરનો પાયો આ ભૂતોયે બહુધા પૂરેલો; અને શ્રી હરિએ તે સર્વને સદ્ગતિ આપીઃ વળી, શ્રી હરિએ એવું કહેલું, "જે આ મંદિરના પાયામાં કોઈ એક શેરનો પાણો પૂરશે એનું કલ્યાણ કરશું:" આવું સાંભળી એક અબુમીયાં હતા, તે ગઢડાના વતની હતા. તેમણે આવી સ્વામિનારાયણના દેખતાં એક શેરીયો પાણો દોટવ્યો, અને કહ્યું, "દેખલો સ્વામિનારાયણ, મેંભી એક છોટા સા પત્થર ભીતર છોડતાં હું, મેરાભી કલ્યાણ હો જાય." એ પત્થરના યોગે "न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति—" એ ગીતોક્ત વચનને આધારે અંત સમયે મહાપ્રભુએ અબુમીયાંને દર્શન દીધાં હતાં; અને તેનું કલ્યાણ કર્યું હતુંઃ તે અબુમીયાં હમણાં સુધીજીવતા હતા.

# ધુંધળીમલ

" બેટા શિવનાથ, ઇધર આવ. ધગધગતી ધૂણીની પાસ બેઠેલા, મુખેથી "અલક, અલક"નો જાપ કરતા ગુરૂ સિદ્ધનાથે ઉપર પ્રમાણે ત્રાડ મારી.

ત્રાડ સુણતાં જ " આદેશ, આદેશ, " કહેતો કહેતો શિવનાથ ગુરૂની પાસે દોડતો આવ્યો અને હાથ જોડીને બોલ્યો:

" ગુરૂદેવ, કયા ફરમાન હય ? "

" શિવનાથ ! "

" હાં...ગુરૂ."

" નિત નિત ભિક્ષા કહાંસે લાતે હય ? "

" ગુરૂદેવ, ગાવમેસેં."

" ઉસ ગાંવકા નામ કયા હય ? "

" ઉસ ગાંવકા નામ લોકોસેં 'વલ્લભીપુર' કહા જાતા હય."

" વલ્લભીપુર ?—અચ્છા. નામ તો ઠીક હય. લોકો વૈદિક ય-ધર્મકે રસ્તે પર ચલતા રહા હય ના ? "

" નાંહિ ગુરૂદેવ, ગાંવકે સબ્બી લોક બુદ્ધધર્મીય હય."

" કયા બાત સુનાતા હય ? સબ લોક બુદ્ધપંથી હય ? "

" હાં...જી. ગુરૂદેવ, દેખો તો સહી: ગાંવકે ભીતર ઠેર ઠેર યહાં તહાં બડે બડે બૌદ્ધવિહાર દેખનેમેં આતા હય: ઉસકે લીયે ઉસ ગાંવકા નગરશેઠ કાકુ ઔર સબ્બી લોક સનાતન વેદ ધર્મકું છોડકર બૌદ્ધિક બન ગયા હય: 'यथा राजा तथा प्रजा : 'યહ જો પુરાતની કહાની હય, વાહ કહાંની મુઝેતો સત્ય ઠહરી હય: લોકોસેં કિંવદન્તી સુની જાતી હય, કે નગરશેઠકી એક લડકીયાં

હય, જીસ્કા નામ અનંગભદ્રા હય, વહ લડકી વિખસાગરમેં મીટ્ઠી બીરડીકે સમાન અકેલી ઇશ્વરકા પૂજન–અર્ચન ઔર વેદ મંત્રકા પઠન પાઠન કર રહી હયઃ અયસા ગાવમેં સુના જાતા હય."

"અચ્છા, જીસ નગરી પાખંડ ધર્મી હય, જીસ ગાંવકા રાજાભી અયસા હય, ઉસ ગાંવકા અન્ન જળ લેના હમ નાથ લોકોકું અચ્છા નહિ હય."

"બચ્ચા, શિવ, શિરપર કપડા કયું લીપેટા હય?" એમ કહી સિદ્ધનાથે ખસી ગયેલા માથા પરનો છેડો જેવા તાણ્યો, તેવી જ ધગધગતી લોહીની ધારા માથામાંથી વછૂટીઃ બધું માથું ખદખદી ગયેલું જણાયુંઃ આ જોતાં જ ગુરૂદેવનો પીત્તો ઉછળ્યો, અને પાસે ધૂણીમાં રહેલા ચીપીયાને જોરથી ભોં સાથે અફળાવ્યો, અને ગુરૂ ધણેણ્યાઃ "બોલ બચ્ચા, કીસને આ હાલ કીયા હય? કીસ રીતસેં આ દુઃખ પાયા હય? બોલ, જલ્દ બોલ?"

"મહારાજ, ગાંવમેસેં આજકલ લેકિન છ મહીનાસેં ભિક્ષા નહિ મીલતી હયઃ યહ કારણસે, મેં જંગલમાં જાકર લકડીયાં કાટકર ઉસ્કી અચ્છી ભારી બનાકર શિરસેં ઉઠાકર નિત્ય ગાંવમેં આતાહું, ઔર ફિર બેચતાહું, ઉસકા યહ કુછ પૈસા આતા હય, વહ પૈસાકા આટા લેકર, કુછ માયકે પાસ રોટી બનાકર ગુરૂદેવકી પાસ આતા હું : લકડીકા બોજા ઉઠા–ઉઠાકર હમારા આ હાલ હુવા હયઃ યહ સત્ય ઘટના આપકી પાસ આજ નિવેદન કી હય."

"શિવનાથ, બસ કરો, જબાન બસ કરો. યહ વૃત્તાંત સુના નહિ જાતા હયઃ જી ભુના જાતા હય, હમારે પવિત્ર રક્તોમેં જોશ આતા હયઃ આંખોસેં ખૂન ઝરતા હય."એમ કહી સિદ્ધનાથે વલ્લભીપુર સામે દ્રષ્ટિ નાખી કહ્યુંઃ

"સુનો, સુનો, વલ્લભીપુર કે નગરવાસી લોક, સુનો!–તુને જો મેરા શિષ્યકા અપમાન કીયા હય! ઉસ અપમાનકા આજ બદલા, ચૂકા લઉંગા! ગુમાની નગરીકા ગુમાન આજ તોડ દુંગા! સબ નગરીકે લોક મિટ્ટીમેં મીલા દુંગા."

એમ કહી પોતાનું ખપ્પર ધબ દેતું ભોંયપર પછાડયું: પછાડતાં જ વલ્લભીપુર ધરણી માતાની ગોદમાં વિલીન થઇ ગયું; ઘડીના છઠ્ઠા ભાગમાં સોહામણા સોરઠ દેશનું તિલકરૂપ નગર હતું નહતું થઇ ગયું. જોતજોતામાં માનવ સંહાર થઇ ગયો: વાત વાતમાં કાળચક્ર નગરના ખૂણે ખૂણેમાં ફરી વળ્યું: સિદ્ધનાથનો કોપાગ્નિ ધૂમી વળ્યો: પુરંદરના પૂર સમું એ વલ્લભીપુર તેમાં હોમાઇ ગયું: પત્યું:

ગુરૂ સિદ્ધનાથ આ પ્રમાણે "પટ્ટન સો ડટ્ટન" કરી "ઇશાવલા" ડુંગરની ગુફામાંથી બહાર નીકળી શિવનાથને લઇ પહાડની વાંકી કેડીથી ઉતરતા ધુંવા ફુંવા થતા ચાલતા થયા.

× × ×

હિમાલય પર્વતના ધવલ શિખરો આકાશ ગંગાની સાથે વાતો કરી રહ્યાં છે: બ્રહ્મપુત્રા નદીનાં નીર કાંઇક મરડાતાં, કાંઇક અમળાતાં, કાંઇક અફળાતાં, સ્થંભાતાં ચાલ્યાં જાય છે: સામે ગિરિગુહામાં યોગીનો આશ્રમ આવેલો જણાય છે: આશ્રમમૃગો આંગણાંમાં બેસી, મુનિબાલોએ નીરેલાં હરિત દુર્વાંકુરો મુખેથી કડૂડૂડૂ કડૂડૂડૂ કડૂડાવી રહ્યાં છે: એક બાજુ હોમશાળા આવી રહી છે: બીજી બાજુ આંચળમાંથી પય ધારા વરસાવતી બે ચાર પયસ્વિની ધેનુઓ ઝૂલી રહી છે: પ્રણવમંત્રની ગાથાને મૂર્ત્ત કરતી નૃસિંહ–તાપનીય અને માંડૂક્યોપનિષદ્‌ની ઋચાઓ મુનિ બાળકોના કોમળ ગળામાં ગહેંકી રહી છે: બ્રાહ્મમુહૂર્ત્તનો સમય છે: બ્રહ્મપુત્રા નદીના સામા તટે આવેલા બ્રહ્મારણ્યમાં સર્વ સ્થળે શાંતિ શાંતિ પ્રસરી રહી છે: ધીમે ધીમે મુનિ કુમારોના મુખમાંથી નીકળતો મંત્રઘોષ મંદ પડયો: હોમશાળાના કુંડમાં અપાતી આહૂતિઓ બંધ થઇ: ત્યાં કોઇનું કરૂણ રૂદન થતું સંભળાયું: રૂદન થતી દિશા તરફ આશ્રમ–હરિણોએ કાન માંડયા: અર્ધ્ય આપતા મુનિ કુમારોનાં નેત્ર રૂદનની દિશા તરફ ચોંટયાં: આશ્રમના કુલપતિ આશ્રમ બહાર નીકળ્યા; અને બે વૈખાનસ શિષ્યોને લઇ ચાલ્યા, અને જ્યાં રૂદન થતું હતું ત્યાં આવીને ઉભા: જોતાં જણાયું, કે કોઇ યુવાનયોગી હીબકાં ભરી રહ્યો છે; અને ધ્રુસકાં મૂકી મૂકીને

વજ્ર હૈયું પીગળાવે તેવું રડી રહ્યો છે: વીંધેલા કાનમાં અંકોટા પહેરેલા હોવાથી નાથ સંપ્રદાયનો કોઇ તરૂણ યોગી લાગે છે: અંગે ભભૂતિ, ખંભે ઝોળી, હાથમાં શિંગી, માથે જટા, અને વાંસે કંથા રહી છે: એવા કોઇ અપક્વ યોગીને જોઇ કુલપતિયે કહ્યું:

"તરૂણયોગી, આ બ્રહ્મારણ્યમાં આવું હૃદય વિદારક રૂદન કરવાનું કારણ શું? કહે જોઉં?"

"કૃપાનિકેત, પાંખ તૂટી જતાં અનલપંખી પડે, તેમ આકાશ માર્ગેથી આવતાં આવતાં આ મારા ગુરૂ વચમાં પડયા, અને પડતાં જ તેમનાં ગાત્ર હિમાલયમાં ગળ્યાં: સિદ્ધદશાને પામેલા મારા ગુરૂ સિદ્ધનાથની આવી દશા થવાનું કારણ?"

"યોગના અભ્યાસી, ઓ બાલ યોગી શિવનાથ સાંભળ, તારા આ ગુરૂ સિદ્ધનાથને વલ્લભીપુર વિનાશનું મહા પાપ શિરે આવી ચડયું: જેથી આકાશ માર્ગેથી આવતાં, તેમનું હિમાલયમાં પતન થયું, અને પતન થતાં જ પલકમાં પ્રાણ ગયા! બેટા, પુરદહન તારા ગુરૂ સિદ્ધનાથને ન આવડયું: જે આ પુર (શરીર) છે, તેનું દહન કરવું જોઇએ; અર્થાત્ પુરત્રયથી વિલક્ષણ થવું જોઇએ; એ વિચારણા સિદ્ધનાથને ન સૂઝી; ત્રિપુર દહનની વર્ણવેલી ગાથા પણ તારા ગુરૂને ચિત્તે ન ચડી: વૃથા ક્રોધને વશ થઇ અકારણ માનવ હત્યાકાંડ તારા ગુરૂના હાથે થયો: થનારૂં થઇ ગયું: હવે તારા ગુરૂના ઉદ્ધારની વાત કર: તને પણ તેની સાથે પાતક લાગ્યું છે; માટે તારો, તારા ગુરૂનો, અને પુરવાસી જનોનો ઉદ્ધાર થાય, એવી કાંઇક યોજના કર."

"ઉદારાત્મા, એ બધાનો ઉદ્ધાર થાય, અને ગુરૂનો ઉદ્ધાર થાય, એવો કંઇક ઉપાય આપ જ બતાવો."

"ઉપાય બીજો શું? જો આ બ્રહ્મારણ્યથી બહાર નીકળી, હિમાલયની તળેટીમાં આવેલા બદરીકારણ્યમાં જા; ત્યાં બદરી તરૂ મંડિત બદરિકાશ્રમ આવશે: ત્યાં નરનારાયણ નામે ઋષિ તપ કરે છે: ત્યાં જઇને તપ કરજે: નારાયણ દેવ પ્રસન્ન થશે, અને પ્રસન્ન થયા બાદ જે તને ચીલો ચીંધે, એ ચીલે ચીલે, તું ચાલજે."

એમ કહી કુલપતિ વૈખાનસ શિષ્યોની સાથે બરફથી ઢળેલા પહાડી માર્ગમાં ખટાક્ ખટાક્ શબ્દને કરતી પગની ખડાંઓને ખખડાવતા આશ્રમ ભણી વળ્યા, અને શિવનાથ બદરીકારણ્ય તરફ ગયો.

"દેહની કમાન વાળી ઉભો રહેલો આ કયો જટાધારી જુવાન આવું કપરૂં તપ કરે છે? જુવો તો ખરા, એના દેહમાં માંસ રૂધિર તો કાંઈ રહ્યું જ નથીઃ છતાં એકલું હાડપિંજર અંગૂઠા ભર ઉભું ઉભું ડગમગે છે! વાહ, આ જુવાનડા જોગીના તપે તો હદ વાળી નાંખી હો ભાઇ."

આમ નરે નારાયણને વાત કરતાં કરતાં કહ્યું.

"ચાલો, ચાલો, એ તપોરાશિ જુવાન યોગીની પાસે જઇએ, અને મનવાંચ્છિત વરદાન આપીએઃ" એમ કહી નરનારાયણ દેવ શિવનાથ પાસે આવ્યા અને બોલ્યાઃ

"વત્સ, શિવનાથ, તારા આ અમોઘ તપથી અમે પ્રસન્ન થયા છીએઃ વત્સ, વાંચ્છિત વરદાન માગીલેઃ નરનારાયણનું આરાધન કરનાર કોઇ પ્રાણી હજુ સુધી નિરાશ થયું નથી."

અમૃત સમો મધુર શબ્દ સાંભળતાં જ શિવનાથ નરનારાયણ દેવના ચરણમાં નમ્યો અને બે હાથ જોડી બોલ્યોઃ

"વલ્લભીપુરનો વિનાશ મારા ગુરૂદેવ સિદ્ધાભિમાની સિદ્ધનાથે કર્યો છે, સિદ્ધનાથ આકાશ માર્ગેથી આવતાં આવતાં હિમગિરિમાં ગળી ગયા છેઃ હવે એ ગુરૂનો ઉદ્ધાર થાય, તેમ જ વલ્લભીપુરના ભસ્માવશેષ અસંખ્ય માનવ ગણનો ઉદ્ધાર થાય, એવું આપ કરો."

"વત્સ. દત્ત ચિત્ત થઇ સાંભળ, તારા ગુરૂ સિદ્ધનાથ, આજથી છઠ્ઠે જન્મે શ્રીહરિને પામશે* અને મુક્તિ મેળવશેઃ અને બીજા વલ્લભીપુર વાસી જનોના ઉદ્ધારાર્થે તું અહીંયાં વલ્લભીપુર પાસે

*नष्टो यस्ते गुरुर्धीमन्निहाद्रौ पुरनाशकः।
स तु भाविनि षष्ठे वै जन्मनि हरिमेष्यति॥
उन्मत्त. गं. मा.

આવેલા અને દુર્ગપુરની લગોલગ ઉભેલા સાલેમાળ પર્વતમાં જાઃ ત્યાં તું ગંગા ઉપર તપ કરઃ ગંગાજી થોડા સમયમાં, વંકાયન મુનિને ત્યાં પુત્રી રૂપે અવતરવાના છે, અને અક્ષર પતિ પુરૂષોત્તમે ગંગાને વરદાન આપ્યું છે, કે હે ગંગે, હું ધર્મ દેવથી ભક્તિ માતાને વિષે જન્મ ધારણ કરી અહીં આ દુર્ગપુરમાં નિવાસ કરીશઃ હે જહ્નુ–નંદિની, ત્યાર પછી હું અનેકની સાથે જળ સ્નાન કરીશ, અને મારૂં દુર્લભ દર્શન આપીશ. આમ ગંગાને વરદાન મળી ચૂકયું છેઃ અવનિમાં અવતરી, અક્ષરનો વાસી આવી મારામાં જરૂર સ્નાન કરશે, એ વિચારથી ઉન્મત્ત સમી બની ઘૂઘવાટા મારતી, સોયરા જેવી શ્યામ શિલાઓના પેટાળને ફાડતી, અક્ષર પતિ પ્રભુના વરદાનથી ગાંડી ગાંડી ભમતી એ ગંગા ઉન્મત્ત ગંગા કહેવાશેઃ એ ઉન્મત્ત ગંગાનું આરાધન કરઃ એ ગંગા તારી પાછળ પાછળ આવશે. પૂર્વે ભગીરથ રાજાએ સગર રાજાના જે સાઠ હજાર પુત્રો કપિલ મુનિના કોપાગ્નિથી ભસ્મિભૂત થયા હતાં, તેમની ભસ્મપુંજ ઉપર ગંગાજીને રેલાવ્યાં અને ઉદ્ધાર કર્યોઃ એ પ્રમાણે વત્સ શિવનાથ, તું પણ ભગીરથ પ્રયત્ન કરી, ભગીરથની જેમ ઉન્મત્ત ગંગાને લઇ જઇ ભસ્મ માત્રાવશેષ એ વલ્લભીપુરના માનવાનો ઉદ્ધાર કર અને ગુરૂઋણમાંથી મુક્ત બન."

એમ કહી નરનારાયણ દેવ અંતરધાન થયા, અને શિવનાથ સાલેમાલ પર્વતમાં આવીને રહ્યોઃ ગંગાજીને પ્રસન્ન કરી, શિવનાથ તેને વલ્લભીપુર (વળા) લઇ ગયોઃ ગંગા વલ્લભીપુરની કટિ મેખલા સમાં બીજે આંટા દઇ વળ્યાઃ તમામને પોતાના પવિત્ર નીરથી તરબોળ કર્યાં અને શિવનાથ કૃત કૃત્ય થયો.

× × ×

"ભટ્ટજી બાપા, જય સ્વામિનારાયણ."

વારણાં અને વટામણા ગામને ઘસીને જતી સાબરમતી નદીનાં વહેતાં આછાં આછાં કાંડાબૂડ નીરમાં દુધની ખાલી દેગને અજવાળતી અજવાળતી નનકડી ગોપકન્યા બોલી.

"જય સ્વામિનારાયણ, દીકરી ! બેટા, વારણામાં તો સૌ સાજા નરવાં છે ને, બેટા ?"

"હા, બાપા, તમ જેવાના પરતાપે સહુ ગામમાં અને નેહમાં હિલોળા કરે છેઃ સહુ ગામેતુ હેમખેમ છે."

"સારૂં, સારૂં, લેઃ બેટા, ગામનાં ઠીક સર–સમાચાર દીધાં."

"ભટ્ટ બાપા, વારણાના ઝાડવાં મૂકયાં કેટલો વખત થયો ?"

"બેટા, આશરે થયા હશે ત્રણેક મહીના."

"ત્યારે ઘરની તમને કાંઇ વધુગતુ ખબર નહિ હોય ?"

"નારે, ના, શું કંઇ નવાજુની છે ?"

"હા, હા."

'શું ?"

"વધામણી, વધામણી, તમારે ત્યાં દીકરો અવતર્યો લ્યો."

"તેં જોયો ? સારો છે ને ?"

"હા, હા, દીકરો તો માખણના પીંડલા જેવો સુંવાળો અને ઉજળા ઉજળા દૂધ જેવો રૂડો છે."

"ઠીક, ઠીક, બેટા" એમ કહી ભટ્ટ બાપા હરખાતે હૈયે ઝટ ઘેર આવ્યા, અને ખડીયો ખીંટીએ વળગાડી, કેડેથી બાંધેલી ભેટ છોડી ન છોડી, ઝટ પુત્રના પારણાં પાસે ગયા, અને નીચે એસી–'अमृतं शिशुचुंबनं' એ શ્લોકનો સાક્ષાત અનુભવ કરવા પુત્રને ખોળામાં લીધોઃ

જેવા ભટ્ટજી પુત્રનું મુખચુંબન કરવા જાય છે, તેવી જ પુત્રે પગ ઉંચો કરી ફડાક લઇને પિતાના મુખ ઉપર પાટુ ધબેડી !

ભટ્ટજીની દુઃખતી દાઢ ઉપર બરોબર પાટુ વાગવાથી ભટ્ટજી એઘડી ઉં–હું–હું–હું કરી ગયાઃ ભટ્ટજીનું મોઢું વાત વાતમાં સૂજીને આ મોટું રાવણું થયું ! ભટ્ટજીને મુખની પીડા અમથી અમથી વધી પડી, જેથી વરાળીયો લીંબડો મોઢે સજાપો રહેવા સારૂ બાંધ્યોઃ આમ ભટ્ટજી શિશુચુંબનનો અમૃતાસ્વાદ લેવા જતાં ઉંડો

શ્વાસ લઇ ગયા, અને મનમાં મનમાં ગણગણ્યા, કે "આતે દીકરો કે દીકર્યો? જતે જતે જન્મારે એક દીકરો આવ્યો, એ પણ દખદેણુ નીકળ્યોઃ સખદેણુ નહિ : હશે, મહારાજની મરજી!"

× × ×

એક દિવસ—

"ભટ્ટજી ઘરે છે કે?" ગામના પટેલે આવી ખડકી ખખડાવી.

"હા, હા, પટેલ, આવો આવો:" એમ કહી પાસે પડેલો ખાબળો ગોરાણીએ બેસવા નાખી દીધો.

"ના, ના, નહિ બેસું, હું તો તમારી ખબર અંતર પૂછવા આવ્યો છું: પટલાણી કહેતાં, કે ભટ્ટજીને મોઢે થઇ આવજો, ભટ્ટજીને પાડીએ પાટુ મારી છે."

ભટ્ટજી વચમાં ધણેણ્યા: "પાડી શું મારે પાટુ કપાળ? આ ઘરમાં હમણાં કુળઉજાવણ આવ્યો છે ને, એણે આ પાટુ ઝીંકી."

"હોય, હોય, ભટ્ટજી. છોકરાં તો એવાં જ હોય. ઠીક લ્યો, ત્યારે હવે હું ઉઠીશ."

"બે ઘડી બેસો તો ખરા."

"બેસે શું? મંદિરમાં રઘુવીરજી મહારાજ તથા ગોપાળાનંદ સ્વામી વિગેરે સંતો પધાર્યા છે."

"હેં શું કહો છો? પટેલ, મને તો મોઢાની પીડામાં ને પીડામાં કાંઇ ખબરે ય નથી લ્યો. સારૂં થયું કે તમે રૂડા સમાચાર દીધા. ધનભાગ્ય આપણા વારણાંના! રઘુવીરજી મહારાજ અને સાથે ગોપાળાનંદ સ્વામી અહીં કયાંથી હોય? ચાલો, ચાલો, હું પણ દર્શને હળવે હળવે આવું." એમ કહી લાકડીને ટેકે ટેકે ભટ્ટજી પટેલની સાથે મંદિરમાં આવ્યા.

સર્વેના દર્શન કરતાં કરતાં ભટ્ટજી સ. ગોપાળાનંદ સ્વામી પાસે જ્યાં આવ્યા ત્યાં સ્વામી બોલ્યા:

"કેમ ભટ્ટજી ? ભુકાના ભીડ્યાં ?"

"દયાળુ ! દીકરે પાટુ ધએડી."

"દીકરો મોટી ઉમરનો હશે ?"

"ના રે ના, હજુ ઉગીને ઉભો થાય છે, અન પારણામાં પોઢે છે, એણે પાટુ ઠઠાડી."

"ભટ્ટજી, પારણામાં સૂતાં સૂતાં, અંગદે રાવણને પ્રથમ પાટુ મારી હતી, પણ બાપને નહિ."

"પણ દયાળુ ! આ તો બાપને ફટકાવી, અંગદથી પણ દીકરો આગળ વધ્યો લ્યો."

"પારણામાં પોઢવાવાળો પુત્ર આમ પાટુ મારે, એ અમારે ગળે ઉતરતું નથી."

"ન ગળે ઉતરતું હોય, તો સ્વામી, પધારો મારે ઘેરઃ એક તો દીકરો જોવાશે, અને બીજું એ બાને મારૂં આંગણું પવિત્ર થશે."

"તત્કાળ સ્વામી સંતોની સાથે ભટ્ટજીને ઘરે ગયા, ત્યાં તો પારણામાં ખૂંદણા ખુંદતો હાથ હાથવા ઉલાળતો, અને મારકણી આંખ્યુંવાળો પુત્ર જોઇ સ્વામી બોલ્યાઃ

"અલ્યા, આ તો વલ્લભીપુરનો વિનાશ કરનારો બાવો ધુંધળીમલ ( સિદ્ધનાથ ) !"

સ્વામીએ હાક મારીઃ "ધુધળીમલ ! આમ ઘંટીના પડ જેમ જન્મ મરણના ચક્રમાં કયાં સુધી ફર્યાફર્ય કરવું છે ? આ તારો સિદ્ધનાથ, છેલ્લો જન્મ છે. હવે શ્રીહરિના શરણમાં જા."

એમ કહી "સ્વામિનારાયણ"–"સ્વામિનારાયણ" કહી સ્વામીએ ચપટી વગાડી, અને ઘરમાંથી બહાર નીકળી મંદિરે આવ્યા; તરત જ પાછળથી બાળકે દેહ મૂકયો !

એ રીતે ધુંધળીમલ (સિદ્ધનાથ) છટ્ઠે જન્મે શ્રીહરિને પામ્યો.